# માનવતાનું મીઠું જગત

[દિવ્યતાને પંથે]

## ભાગ ત્રીજો




– પ્રવચનકાર

કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી મહારાજ

'સંતશિષ્ય'



સંપાદક

સંતબાલ

પ્રકાશક
મંત્રી
પૂજ્ય શ્રી દેવચંદજી સાર્વજનિક
પુસ્તકાલય ઠે ચોગાપા
લીંબડી (સૌરાષ્ટ્ર)

નિઢપુરનિવાસી શાહ લહેરચંદ કુંવરજીભાઈ તરફથી આર્થિક
સહાય મળતા આ પુસ્તકની અર્ધી કિંમત એટલે આઠ આના
રાખવામાં આવી છે

પડતર કિંમત રૂા ૧-૬-૦ અર્ધી કિંમત રૂા ૧-૬-૦

આવૃત્તિ પહેલી સંવત ૨૦૦૫ પ્રત ૫૦૦

મુદ્રક
જયંતી ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘી કાંટા રોડ, અમદાવાદ

# પ્રાસંગિક વક્તવ્ય

આજથી પંદરેક વર્ષ પહેલાં જે પ્રવચનો આપેલાં તે હજુ આજે પણ એટલાં જ રુચિકર લાગે છે, જેમ 'માનવતાનું મીઠું જગત' ભાગ-૧લો બહાર પડ્યો ત્યારે અનેક મુખે સાંભળ્યું હતું પછી તો બીજો ભાગ પણ એવી જ રીતે તૈયાર થયો અને આજે ત્રીજો ભાગ જનતાની સેવામાં હાજર થાય છે ત્રણે ભાગમાં એક જ પ્રકારનો ધ્વનિ છે તેમાંય આ ત્રીજા ભાગમાં ઉચ્ચતર ભૂમિકાનું સ્પષ્ટીકરણ હોવાથી, વિવિધતાની દૃષ્ટિએ દરેકનાં અંતરંગ નામો ભિન્નભિન્ન રાખેલ છે તે સકારણ છે

માનવજીવન એટલું બધું સંકીર્ણ, અગાધ અને અદ્ભુતતાથી ભરપૂર છે કે તેનું સર્વાંગે આલેખન કરવું લગભગ અશક્ય છે તોપણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારનો આશ્રય લઈ માનવતાના આ જગતને મીઠું-મધુર બનાવવાનો અહીં પ્રયત્ન કર્યો છે

પ્રાથમિક અવસ્થાનો માનવ, અથવા કહો કે જ્યાં સુધી વિચાર શક્તિ અવિકસિત હોય ત્યાં સુધીનો માનવ—પછી ભલે તે વ્યક્તિ ઉંમરે ૮૦ વર્ષની વૃદ્ધ હોય તોપણ—ઉત્કટ પાશવિક સંસ્કારોથી જીવતો હોય છે ત્યારબાદ બીજે તબક્કે એટલે કે વિચાર-શક્તિના ઉદયની શરૂઆતમાં, તે લગભગ અર્ધમાનવ અને અર્ધપશુ જેવો—નર પશુ જેવો—હોય છે પરંતુ જ્યારે એ જ વિચારશક્તિ સમ્યગ્ બને છે—

સત્યાર્થી બને છે ત્યારે તે જ વ્યક્તિ ક્રમે ક્રમે પૂર્ણમાનવ અથવા દિવ્યમાનવ બની શકે છે

અહી ત્રણે ભાગમા આ રીતે કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ પ્રકારની માનવતાના દૃષ્ટાંતો અને વિવેચનો આપેલ છે વિચક્ષણ વાચકવર્ગ પોતાને કઇક ક્ષામા જોઈશે કે છે તેનો આધાર તે તી વિવેકબુદ્ધિના વિમસ ઉપર છે નરપશુ અને દિવ્યમાનવ એ બે વચ્ચેની સ્થિતિમાં વિવેકબુદ્ધિનો ક્રમિક વિમસ થયા કરે છે પરતુ તેમાંથી જો વિવેક નીકળી જાય તો જીવનનુ પતન થાય છે કારણ કે એ સ્થિતિમાં નરી બુદ્ધિ બે રીતે કામ કરે છે એક દૈવી ભાવે અને બીજી આસુરી ભાવે આ બે રીતોને આપણે સગવડ ખાતર (૧) આત્મલક્ષી વલણ, અને (૨) પરલક્ષી વલણ કહી શકીએ આત્મલક્ષી બુદ્ધિમા સ્વ-સંવેદન હોવાથી એની ગતિ સતતપણે દિવ્યતા તરફ હોય છે ત્યારે પરલક્ષી બુદ્ધિમા ઐહિક સ્વાર્થસાધના હોવાથી ક્રમેક્રમે પોતે જડતાદ તરફ ધકેલાઈ જાય છે સક્ષેપમાં સારાશ એ છે કે, નરી બુદ્ધિમા જ્યારે સમ્યગ્ભાવ ભળે છે ત્યારે જ એ એની પરાકાષ્ઠાએ પહોંચે છે એવી આત્મલક્ષી વિવેકબુદ્ધિ અથવા સમ્યગ્વિચારદૃષ્ટિ-વાળો માનવ પછી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઊંડો ઊતરી પોતાની જાતને ઉત્તરોત્તર દિવ્ય બનાવવાનો પુરુષાર્થ સેવે છે એટલે કે ત્યાંથી દિવ્યતાની અચૂકપણે શરૂઆત થાય છે તેથી જ અનુભવી પુરુષોએ કહ્યુ છે

समारद्ध मान परोऽस्ति रोग
सम्यग् विचारात् परमौषध नं।

ત્યારે બીજા પક્ષે, પરલક્ષી બુદ્ધિ તો બુદ્ધિવાદના જાળાં ઊભાં કરી તુચ્છ સ્વાર્થ સાધનામા પોતાની જાતને ગૂચવી નાખે છે અથવા બીજા શબ્દોમા કહીએ તો અધોગતિ પામે છે

એટલે દરેક વાચનારને મારી નમ્ર ભલામણ છે કે, તેઓએ માનવતાના આ મીઠા જગતમાંથી, પોતાની જાતને સર્વ પ્રકાર દિવ્ય

બનાવવાની જ પ્રેરણા લેવી પોતાનું તન, પોતાનું મન, પોતાની બુદ્ધિ પોતાની પ્રાણશક્તિ અને જે કંઈ પોતાનું ગણાતું હોય તે સર્વ દિવ્ય કોટિનું છે, માનવ-કોટિનું છે કે પાશવ કોટિનું છે—તેનું હંમેશ નિરીક્ષણ કરતા રહેવું સર્વ સત્પુરુષોનો એ આદેશ છે

> प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
> किन्नु मे पशुभिस्तुल्यं किन्नु सत्पुरुषैरिति ॥

અને એ પણ સ્મરણમાં રહે કે માત્ર નિરીક્ષણ કરવું એટલું જ પૂરતું નથી નિરીક્ષણ પછી પરીક્ષણ થવું ઘટે, અને પરીક્ષામાં જે કંઈ ઉત્તમ લાગે તેને જીવનમાં અપનાવી લેવાનો દૃઢ સંકલ્પ થાય. તો પછી 'દિવ્યતાને પંથે' પ્રગતિ થવી શક્ય બને. એ પ્રગતિ દુર્લભ હોવા છતાં પણ એની દિવ્ય હોય છે કે એ માર્ગે પ્રગતિ કરનારને ઊર્ધ્વગતિનો અનુભવ કરાવે 'સુજ્ઞેષુ કિં બહુના'

મુનિ નાનચંદ્રજી.

સાયલા
તા. ૨૩-૨-૪૯
સં. ૨૦૦૫, મહા વદ-૧૧

# અનુક્રમ



| વિષય | પાનું |
| --- | --- |




# મૌલિક ધર્મ

## [ પ્રવચન પહેલું ]

જિજ્ઞાસુ સજ્જનો !

**આ**જથી હવે આપણે બીજા ખંડ તરફ વળીએ છીએ જેમ આપણે વસીએ છીએ તે પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ કલ્પાયા છે, તેમ આપણે આપણા જીવનવિકાસના પણ બે વિભાગો કલ્પ્યા છે એક વિભાગની ચર્ચા હું ગત વ્યાખ્યાનસત્રમાં કરી ગયો છું હવે ત્યાંથી એ ચર્ચા અધૂરી મૂકી છે, ત્યાંથી જ આગળ ચલાવું છું

આજના વ્યાખ્યાનનો વિષય ' મૌલિક ધર્મ છે ' કર્તવ્યધર્મ, સમાજધર્મ, કુટુંબધર્મ જ્ઞાતિધર્મ ગ્રામધર્મ, ક્ષેત્રધર્મ, રાષ્ટ્રધર્મ, અને યુગધર્મ વિષે અગાઉ જે કહી ગયો છું, તેમાં મુખ્ય સૂર પુણ્યનો હતો જ્યારે મૌલિક ધર્મમાં તો નિર્મળ ધર્મની જ મુખ્યતા છે

**'वत्थु सहावो धम्मो'**—પદાર્થનો મૂળગુણ એ એનો મૌલિક ધર્મ દા ત, અગ્નિનો મૂળગુણ દાહકપણું છે, તો દાહકપણું એ અગ્નિનો મૌલિક ધર્મ ગણાય એમ પદાર્થમાત્ર માટે સમજી લેવું અહીં આપણે આત્માનો મૌલિક ધર્મ વિચારવાનો છે જ્ઞાન એ આત્માનો મૌલિક ધર્મ છે તેથી જ કહ્યું છે કે

**पवित्रीक्रियते येन येनैवोद्ध्रियते जगत् ।**
**नमस्तस्मै दयार्द्राय धर्मकल्पाङ्घ्रिपाय वै ॥**

સારાંશ—અહિંસારૂપ અમીરસથી સિંચાયેલો ધર્મ એ એક એવું અજોડ કલ્પવૃક્ષ છે, કે જે દ્વારા જગત અને જીવનની નિર્મળતા અને ઉન્નતિના ફળો પ્રાપ્ત થાય છે

## પુણ્ય અને ધર્મ વચ્ચેનું અંતર

આથી તમે સૌ સહેજે સમજી શક્યા કે પુણ્ય કરતાં ધર્મનું સ્વરૂપ તદ્દન ભિન્ન અને ક્ષેત્રથી અમર્યાદિત—વિશાળ છે જેમ આકાશને કોઈ સીમા નથી, તેમ ધર્મને કોઈ સીમા નથી પુણ્ય કર્તવ્યોમાં ઊંડે ઊંડે પણ બદલાની આશા રહે છે, અને ન રહે તો પણ ફળ મળે છે, અને આમાં તો જ્યાં વિશ્વ જ પોતાનું રહ્યું ત્યાં બદલો કોનાથી અને શું લે? જૈનદૃષ્ટિએ કહો તો પુણ્યનું ફળ વધુમાં વધુ મળે તો સ્વર્ગ મળે, પણ પુણ્ય એ મોક્ષે તો ન જ પહોંચાડી શકે કારણકે પુણ્યશાળી જે કંઈ સેવા ભજન કે પરોપકાર કરે, તેમાં તન, મન, વચન અને ધનાદિ સાધનો જોડે છે ખરો પણ મુખ્યત્વે તેમાં આત્મા નથી ભળતો એટલે કોઈક પ્રકારની ઇચ્છા કે અનિચ્છાએ નામનાનો કે કામનાનો મોહ એમાં ઓઠીંગતો રહે છે અને તે આશાતૃષ્ણાથી છેક મુક્ત થવા દેતો નથી ત્યારે ધર્મની તો શરૂઆત જ હૃદયશુદ્ધિથી થાય છે કામનાવાળાં પુણ્યો જીવને ભારે બંધનરૂપ થઈ અનર્થની પરંપરા ઉપજાવે છે, પણ નિષ્કામવૃત્તિથી, બદલાની ઇચ્છા વિનાના પુણ્યો બંધનરૂપ થતા નથી પણ શ્રેયના માર્ગે લાવી મૂકે છે "सोही उज्जुय भूयस्स धम्मो सुद्धस्स चिट्ठइ" શુદ્ધિ અને સરળતા એ ધર્મની પ્રથમ શરત છે એ શરત વિના એ ઊભો જ રહેતો નથી

## એક ચેતવણી

અહીં હું જે કહી રહ્યો છું તે સબંધમાં મારે તમોને એક ચેતવણી આપવી જોઈએ તે એ કે "જો પુણ્ય કરતાં ધર્મ ઊંચો છે તો આપણે ધર્મ જ કરીએ. પવિત્ર પુણ્ય પણ શા માટે?" એમ રખે કોઈ અમોળે ઊંચી ભૂમિકાએ જવાનું સાહસ

કરતા ! જેમ સાતમી ચોપડી એ પ્રથમ ચોપડીની કક્ષામાં ઘણી ઊંચી છે છતા ક્રમે ક્રમે પાસ થયા વિના સીધો જ સાતમા ધોરણમાં બેસે તો નિષ્ફળ નીવડે તેમ જ ધર્મના સબંધમાં પણ છે જેણે નીતિના પાઠ પાસ ન કર્યા હોય માણસાઈ—મનુષ્યત્વ પ્રાપ્ત નથી મિત્રાદિ આઠ યોગદૃષ્ટિમાંથી જે પસાર ન થયો હોય, અને જે માર્ગને અનુરૂપ સેવાદિ પુણ્યકાર્યો જેણે ન કર્યા હોય તે નિર્જરાના કાળવાળા ધર્મના પાઠનો અધિકારી જ નથી બની શકતો એટલા માટે જ હું ગયા ખંડમાં વિસ્તારપૂર્વક આખો વિકાસક્રમ આપી ગયો છુ મૌલિકી માનવતા વિના મૌલિક ધર્મની પ્રાપ્તિ અશક્ય છે

## નિર્મળ ધર્મની વિચારણા

મારા નમ્ર મત મુજબ આવા નિર્મળ ધર્મના નિરૂપણમા જૈન સૂત્રો બહુ અગ્રભાગ ભજવે છે વૈદિક શ્રુતિઓ અને દર્શનોએ એ વિષે ચિતનસામગ્રી પુષ્કળ મેલી છે પણ એ વાચ્યા પછી કયા જવુ અને અંતે શુ ? એ કડી તો જૈનસૂત્રોમા બહુ સુન્દર રીતે મળે છે પણ જો વૈરાગ્ય અને ઉપશમ પમાડવાના અર્થે જ નિરૂપેલા શાસ્ત્રોને અવગણીને સીધાં જૈનસૂત્રો કોઈ વાંચે તો અપનો જ થાય સારાંશ કે જૈનદર્શન એ ઉન્નત કક્ષાના સાધકોનુ દર્શન છે આ પ્રસગે મારે એ પણ કહેવુ જોઈએ કે આજે ભૂમિકા વિના જાતિગત જૈનધર્મ પળાય છે અને જૈનસૂત્રો વચાય છે, તેનુ પરિણામ અપચામા પરિણમ્યુ છે 'જૈન' કહેવડાવતા વર્ગમા આજે ભારે ભરકર પરિણામ આવ્યુ છે વગર પાત્રતાએ વગર અધિકારે એ ઉચ્ચ માત્રાનો ઉપયોગ કરે છે બીજા ધર્મો પણ પાત્રતા તો માગે છે જ અને પાત્રના જેટલી ઓછી હોય તેટલી ઓછી સફળતા મેળવે છે પણ જૈનધર્મ તો ભારે કડક પાત્રતા માગે છે આ વિષે હુ આગળ કહેવાનો છુ અહીં તો હજુ જ્ઞાનના મૂળ પાયાના એટલે કે વૈદિક ધર્મ અને બૌદ્ધધર્મમાં બતાવેલાં તત્ત્વોના જ આચરણની ભૂમિકા આવે છે એટલે એ મર્યાદાએ જ કહીશ

### ધર્મનિષ્ઠ મનોદશા

આવા ધર્મિષ્ઠની મનોદશા સત્યાર્થી હશે! સત્ય આગળ એ કશાની ખેવના નહિ કરે! આપણે જોઈ ગયા કે મનહર રાજા હરિશ્ચંદ્રે રાજપાટ તજ્યું, પોતાના સ્ત્રીપુત્ર વેચ્યા અને પોતે પણ આખરે ચંડાલને ત્યાં વેચાયા. તમને હું પૂછું છું કે કોણે એમને ફરજ પાડી હતી? આજની જાણીતી વાણિયાવિદ્યાની પેઠે જરા ફેરવી તોળ્યું હોત તો? પણ બન્ધુઓ! ત્યાં એવાં કાટલાં નથી હોતાં! જગત એને નમાલા મનના પણ કહે, સ્નેહીઓ અને સાથીઓ મહા વિરોધ કરે પણ એ બધાની વચ્ચે એ તો માત્ર ઊંડું અંતઃકરણ તપાસે અને ધીરજથી પગલાં ભરે જાય. ખરી વાત તો એ છે કે એવા સત્યભૂખ્યાનો આત્મદુઃખ એવો તીખો અને ઊંડો હોય છે, કે એ દુઃખની ગાંઠ વાળવા સારુ એને સત્યપથ પ્રેરાયે જ છુટકો થાય છે. જો ધર્મ ન હોય તો બીજા કશાથી એટલે કે સ્ત્રી, પુત્ર, અધિકાર, લક્ષ્મી ઇત્યાદિથી એને તૃપ્તિ થાય જ નહિ. એને તો એ પ્રતીતિ હોય કે

> लभंति विमला भोया लभंति सुरसंपया।
> लभंति पुत्तमित्तं च एगो धम्मो न लभई॥

વિપુલ ભોગ, સામગ્રી દેવસંપદા અને પુત્રમિત્રાદિ યોગો મળવા સહેલ છે, કારણ કે એ પુણ્યાધીન હોઈ એને માટે બહુ ઊંડે જવું પડતું નથી! પણ ધર્મપ્રાપ્તિ તો મહામુશ્કેલ છે, ડગલેપગલે પારાવાર વિટંબનાઓથી ભરેલો અને અતૂટ શ્રદ્ધાથી ખેડવા લાયક એ નિરાળો પંથ છે. જગતનો મોટો સમૂહ તો ગાડરિયા પ્રવાહની જેમ ચાલે અને જે બાજુ ગાડું નમે તે બાજુ નમી જાય અને ઢોલકી વાગતી હોય તેમ વગાડે, પણ સત્યાર્થી તો વિવેકી, સંકલ્પશાળી અને નિડર હોય. એટલે એનું જીવન એકધારું હોય, એ કોઈથી ગાંજ્યો ન જાય એવો પ્રખર શક્તિવાળો અને છતાંય ભારી નમ્ર હોય! વળી એ જાતે

## મૌલિક ધર્મ

મંગળમૂર્તિ સ્વયં હોય ... પણ પારમાર્થિક કાર્યના પ્રારંભથી માંડીને છેડા સુધી એને મંગળ, મંગળ ને મંગળ જ દેખાય દુનિયાના લોકોની જેમ વાર તિથિ, નક્ષત્રનો એને વહેમ ન હોય કાળ જોષીની જેમ અદ્જોગ જોવું કશું એને જોવાનું જ ન હોય એના શ્રીફળ, સાકર, ચોખા જેવી માંગલિક ચીજોને એ મંગળ ન માને કારણ એ બધાં બાહ્ય મંગળો આખરે અમંગળ થાય છે માણસ સાગમાં સારા શુકન જોઈને નીકળે છતાં પણ ઘણીવાર અપશુકન જેવાં ભયંકર પરિણામ આવે છે

## મહામંગળસ્વરૂપ ધર્મ

ભગવાન મહાવીરને ચરણે શ્રમણ ગૌતમે પ્રશ્ન મૂક્યો "પ્રભુ! કઈ વસ્તુ એવી છે કે જેમાં કદી જ અમંગળ ન થાય?" ગૌતમ! પલટાવાનો જે જે પદાર્થોનો સ્વભાવ છે, તે પદાર્થો સ્થાયી મંગળ નથી રહી શકતા માટે જેનો પલટાવાનો ધર્મ નથી તે પદાર્થ જ મંગળ છે અર્થાત્

> धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
> देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥ ”

આત્મધર્મ જ મહામંગળ છે, અને તે અહિંસા, સંયમ અને તપની ત્રિપુટીથી સધાય છે એવા મહામંગળરૂપ આત્મધર્મમાં જે જીવનું ચિત્ત લીન થયું હોય એને ચરણે દેવો પણ ઢળી પડે, તો મનુષ્ય, પશુ આદિનું તો પૂછવું જ શું?

આવા ધર્મનું જહાજ હૃદયશુદ્ધિ અને સરળતાથી તૈયાર થાય છે એનું સુકાન અહિંસા છે, અને સંયમ તથા તપ એ ઉભય હલેસાં છે એ રીતે સત્યાર્થી પોતાની જીવનનૌકા સંસારસાગરમાં સુખેથી તરાવી આગળ ધપવા મથતો હોય છે

## ધર્મ કે ઓખું ?

ધર્મનો ઝભ્ભો પહેરી કોઈ દેવળમાં જાય, કોઈ મસ્જિદમાં જાય, કોઈ મંદિરમાં જાય, અગર કોઈ ઉપાશ્રયમાં જાય, અથવા તસ્બીર લઈ ફેરવે, પણ અંતરમાં તો માનમિરાત વૈભવ, સ્ત્રી, પુત્ર, પરિવારના સુખની કામોદાસ વાસના ભરી હોય આવા જીવો બિચારા પામર છે, તેઓ ધર્મને પામ્યા જ નથી અને જ્યાં લગી તેઓ જડતામાં રચે છે ત્યાં લગી તેઓ ધર્મને પામવાના પણ નહિ તમણે તો ઓખામાં જ ઇતિસમાપ્તિ માની લીધી કે

એથી જ યોગીશ્વર આનંદઘનજી મહારાજ કહે છે

ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે જાણે ન ધર્મનો મર્મ જિ
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી કોઈન બાંધે રે કર્મ જિ

ધર્મ અને કામના મેળને મનતુ જ નથી પછી એ કામના ધનની હો, કે સ્ત્રીપુત્રાદિની હોય એથી જ અહિંસા, સંયમ અને તપ ધર્મ બની રહે છે જ્યાં એને બન્ને પહાણત, ભોગવિલાસ અને શોષણનીતિ છે ત્યાં કેવળ અધર્મ છે—ધર્મવિકાર છે આવા ધર્મવિકારથી વિશ્વ પીડાય છે તેથી જ ધર્મનામ પ્રત્યે આજે મોટી સુગ પણ પ્રસરીં રહી છે સુગ કોની ? ધર્મની કે ખોખાની ? રશિયા જેવા દેશમાં તો ધર્મ શબ્દ બોલે તો તે ગુનો ગણાય છે—ધર્મ તો ન જ જોઈએ અહીં પણ ઘણાનું મોટું ધર્મ નામ સાંભળતાં કડવું થાય છે આટલી બધી સુગ તેના પ્રત્યે છે તેનુ શું કારણ ? એનું એ જ કારણ છે કે માનવજાતને અનાજને બદલે અનાજના ફોતરાં અપાય અને પછી એનાથી બિમાર થાય, એટલે અનાજ પ્રત્યે પણ સુગ ચડે એ તો એમ જ બોલે છે કે મારે અનાજ ન જ જોઈએ પણ એને ખબર નથી કે એણે અનાજ નથી ખાધું ફોતરાં ખાધા છે એ ભલે અનાજ નથી જોઈતું એમ કહે પણ અનાજ વિના કોઈ જીવી શકે ? હા, અનાજ વિના જીવી શકાય, કોઈ પ્રવાહી

પદાર્થ લઈને કે ફળફળાદિ ખાઈને જીવી શકાય. પણ ધર્મ વિના કોઈ
દેશ કોઈ સમાજ કે વ્યક્તિ નભી શકે જ નહિ, જીવી શકે નહિ. તો
ગરીબોનો જ દાખલો લો. શું ત્યાં સત્ય પ્રત્યે સૂગ છે? બીજાઓની
સેવા કરવી, મદદ કરવી એમ તેઓ નથી માનતા? કોઈનું ભૂંડું ન
કરવું, ચોરી ન કરવી, અન્યાય ન કરવો, કોઈની લાગણી ન દુભાવવી,
એ બધું શું છે? એને ધર્મનું નામ ભલે ન આપો અને ગમે તે કહો.
પણ તે એક પ્રકારનો ધર્મ જ છે. આચરી ન શકે તો જુદી વાત.
પણ સત્યને તો વ્યક્તપણે કે અવ્યક્તપણે સ્વીકાર્યા સિવાય છૂટકો જ
નથી. ધર્મ વિના, અહિંસા વિના કોઈ પણ દેશ, સમાજ કે વ્યક્તિની
સંસ્કૃતિ ટકી શકે જ નહિ. આજે તો આપણે ધર્મ નહિ પણ ધર્મના
વિકારને વળગ્યા છીએ એટલે દુર્દશા છે. જે દેશમાં ધર્મનાં મૂળ
તત્ત્વો ન હોય અને જે કુટુંબમાં કે સમાજમાં ધર્મ ન હોય, તે
સમાજ અગર કુટુંબ હસ્તી ધરાવી જ ન શકે. બીજી બધી ચીજ
વિના ચાલશે, પણ ધર્મ વિના નહિ જ ચાલે. જેમાં ધર્મ નથી તેનું
પતન જ છે. આજે તો એક માણસ ધાર્મિક ક્રિયા ન કરતો હોય પણ
તે માણસ ભલે સમજદાર ન્યાયસંપન્ન શાંત, સજ્જન, સદ્ગુણી હોય,
તો પણ આજે ધર્મિષ્ઠ નથી ગણાતો. બીજી બાજુ, બીજો ધાર્મિક
ક્રિયાઓ કરનારો, પછી તેનાં આચરણો ભલે ગમે તેવાં ખરાબ હોય
તોય તે ધર્મિષ્ઠ ગણાય છે! એ દુર્ભાગ્યની નિશાની છે. આ વાત તમે
મધ્યસ્થ દૃષ્ટિથી જોશો તો વાજબી જણાશે.

ખરો નર ધર્મ સમજે અને જીવનમાં થોડું પણ ઉતારે, ત્યારે
તો જીવન પલટાઈ જાય, એનું સ્વરૂપ બદલાઈ જાય. ધનની લાલસા
મોળી પડી જાય. વિકારો એને અસહ્ય થઈ પડે. માનો કે એવો
પ્રસંગ આવ્યો કે પોતાના ઘરનાં બધા માણસોનો સામટો વિરહ થઈ
પડે—જુવાનજોધ એકનો એક દીકરો કે હૃદયવલ્લભ પત્નીનું અવ
સાન થાય તોય માને કે એ ભાવી બનવાજોગ હશે, તેને કોઈ મિથ્યા
કરે તેમ નથી. વિશ્વનો અબાધિત નિયમ કોઈ ફેરવી શકે તેમ નથી

એમ જાણી એના દિલમા અમગળ ન જણાય  આવી દૃષ્ટિ માણસ ધર્મને સમજ્યો હોય ત્યારે જ પ્રગટ  સમજ વિના ધર્મની ક્રિયા એ તો ખાલી ખોખા કે ખ । આમા તો સમજપૂર્વકનુ આચરણ છે ધર્મની ક્રિયાઓ તો કાળે કાળે બદલે છે  પણ લોકો એને જ ધર્મ માની બેઠા છે  ખાલી પેટી ઉપર અક્ષરો હોય હીરા-માણેક, પણ તેમાં માલ ન હોય, તેના જેવુ એ તો થયુ  જેણે ખરી વસ્તુ પિછાણી હોય તેની આંખમાં તો અમૃત ઝરતું હોય  હવે હું તમોને ધર્મનુ વ્યવહારુ સ્થાન શુ છે તે કહું

**પ્રથમ લક્ષણ અહિંસા**

ધર્મનુ પહેલુ લક્ષણ અહિંસા છે  આ અહિંસાને વ્યવહારમા ઉતારનાર મગળમૂર્તિ કેવી હોય એ વિષે હું એક પ્રસગ કહુ  એક વખત સત તુકારામજી વિઠોબાની યાત્રાએ જતા હતા રસ્તામા એક ચોકમા જાર નાખેલી અને તે ઉપર પારેવાનુ મોટુ ટોળુ ચણતુ હતુ તુકારામજી જ્યારે ત્યાથી પસાર થવા લાગ્યા, ત્યારે એકસાથે બધા પારેવાં ઊડી ગયાં  તુકારામને મનમાં ખેદ થયો કે મારાથી આને ભય થયો ને ઊડી ગયા ! મારામા ભય લાગે એવુ કંઈક છે  અને મારાથી તો આ નબળુ પારેવા પણ બીએ છે  ખરેખર હું દર્શન કરવાને લાયક નથી  ગીતાજીમાં કહ્યુ છે કે

> यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च य ।
> हर्षामषभयोद्वेगमुक्तो य  स च मे प्रिय ॥

જેનાથી લોકને ઉદ્વેગ થતો નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી  વળી જે હર્ષ, અદેખાઈ ભય અને ખેદથી મુક્ત છે તે મને પ્રિય છે

**ભય ક્યા સુધી?**

જો કે દેખાવમાં હું માણસ છુ, મને પોતાનો ભક્ત માનુ છુ,

પણ એ ડર ભય ઉત્પન્ન કરનાર પારાવૃત્તિ, પાપવૃત્તિ ભરી લાગે છે કારણ કે પારેવાને પ્રતીતિ ન આવી તેથી જ મારાથી ભય પામ્યાં મારા રોમમાં હજી ઝેર ભર્યું છે આ વિચારથી સંતનો આત્મા ફફડી ઊઠ્યો અને એમણે સંકલ્પ કર્યો કે પારેવાને મારામાં પ્રતીતિ આવે ને મારા ખભા ઉપર એ પારેવા આવીને બેસે ત્યાર જ મારે ડગનું ભરવું અને ત્યાં સુધી મારે ખાવું હરામ છે" બસ, સંકલ્પ કરી એ તો ખડા થઈ ગયા અને અંતરનો મેલ કાઢવાના પ્રયાસ ચાલુ કર્યા એ ભક્તના હૃદયમાંથી કરુણા અને પ્રેમના ઝરણાં વહેવા માંડ્યાં અંધકારનાં આવરણો તૂટવા લાગ્યાં અને પ્રકાશ રેલાવા લાગ્યો 'आत्मवत् सर्वभूतेषु !' એ ધૂન અખંડ ચાલ્યા કરતી હતી પ્રહર બે પ્રહર, રાત્રિ, દિવસ એમ ત્રણ અહોરાત્ર પસાર થઈ ગયા આ ત્રણે દિવસમાં એ પ્રાય ખડે પગે જ રહ્યા હતા, તેથી પગ થાંભલા જેવા થઈ ગયા હતા પછી ચોથે દિવસે પારેવા આવીને તુકારામના ખભા ઉપર બેસવા લાગ્યાં એટલે સુધી કે તુકારામ એમને પકડે ને ઉપાડે છતાં એમને કશો જ ભય નહિ એટલે સંત તુકારામે પારેવાનો વિશ્વાસ સાધ્યો કેવી અહિંસાની અજબ તાકાત ! એનો કદી તાગ જ ન આવે પણ આ કેટલી ભગીરથ તપશ્ચર્યા અને વૃત્તિસંયમ કેવો? એટલે જ કહ્યું છે કે સંયમ અને તપ વિના અહિંસા અશક્ય છે

### અહિંસાની મર્યાદા

જૈનસૂત્રોમાં અહિંસાને માર્ગે જનારના બે વર્ગ પાડવામાં આવ્યા છે (૧) ત્યાગીવર્ગ, (૨) ગૃહસ્થવર્ગ ગૃહસ્થના પ્રથમ અણુવ્રતમાં સમજાવ્યું છે કે ખોરાકપાણી માટે વનસ્પતિ, જળ, અનાજ, ફળ વગેરેની તમને જરૂર રહેવાની, એટલે યથાશક્ય વિવેક જાળવીને પણ એમને લીધા વિના છૂટકો નથી માટે તમે બેઇંદ્રિયાદિ ત્રસ જીવોની અને તેમાંય મુખ્યત્વે પંચેન્દ્રિય જીવોની અહિંસા યથાર્થ રીતે જાળવજો

એમ જાણી એના દિલમાં અમંગળ ન જણાય. આવી દૃષ્ટિ માણસ ધર્મને સમજ્યો હોય ત્યારે જ પ્રગટે. સમજ વિના ધર્મની ક્રિયા એ તો ખાલી ખોખાં છે. ખરો આત્મા તો સમજપૂર્વકનું આચરણ છે. ધર્મની ક્રિયાઓ તો કાળે કાળે પલટે છે. પણ લોકો એને જ ધર્મ માની બેઠા છે. ખાલી પેટી ઉપર અક્ષરો હોય હીરા–માણેક, પણ તેમાં માલ ન હોય, તેના જેવું એ તો થયું. જેણે ખરી વસ્તુ પિછાણી હોય તેની આંખમાં તો અમૃત ઝરતું હોય. હવે હું તમોને ધર્મનું વ્યવહારુ સ્થાન શું છે તે કહું.

**પ્રથમ લક્ષણ અહિંસા**

ધર્મનું પહેલું લક્ષણ અહિંસા છે. આ અહિંસાને વ્યવહારમાં ઉતારનાર મંગળમૂર્તિ કેવી હોય એ વિષે હું એક પ્રસંગ કહું. એક વખત સંત તુકારામજી વિઠોબાની યાત્રાએ જતા હતા. રસ્તામાં એક ચોકમાં જાર નાખેલી અને તે ઉપર પારેવાનું મોટું ટોળું ચણતું હતું. તુકારામજી જ્યારે ત્યાંથી પસાર થવા લાગ્યા, ત્યારે એકસાથે બધાં પારેવાં ઊડી ગયાં. તુકારામને મનમાં ખેદ થયો કે મારાથી આને ભય થયો ને ઊડી ગયાં! મારામાં ભય લાગે એવું કંઈ છે, અને મારાથી તો આ ગભરુ પારેવાં પણ બીએ છે. ખરેખર હું દર્શન કરવાને લાયક નથી. ગીતાજીમાં કહ્યું છે કે

> यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च य ।
> हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रिय ॥

જેનાથી લોકને ઉદ્વેગ થતો નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી, વળી જે હર્ષ, અદેખાઈ ભય અને ખેદથી મુક્ત છે તે મને પ્રિય છે.

**ભય ક્યાં સુધી?**

જો કે દેખાવમાં હું માણસ છું, અને પોતાને ભક્ત માનું છું,

પણ અંદર ભય ઉત્પન્ન કરનાર પારાવવૃત્તિ, પાપવૃત્તિ ભરી લાગે કે કારણ કે પારેવાને પ્રતીતિ ન આવી તેથી જ મારાથી ભય પામ્યાં મારા રોમમાં હજી ઝેર ભર્યું છે આ વિચારથી સંતનો આત્મા ફફડી ઊઠ્યો અને એમણે સંકલ્પ કર્યો કે પારેવાને મારામાં પ્રતીતિ આવે ને મારા ખભા ઉપર એ પારેવા આવીને બેસે ત્યારે જ મારું કર્યું ભર્યું અને ત્યાં સુધી મારે ખાતું હરામ છે" બસ, સંકલ્પ કરી એ તો ખડા રહી ગયા અને અંતરનો મેલ કાઢવાનો પ્રયાસ ચાલુ કર્યો એ ભક્તના હૃદયમાંથી કરુણા અને પ્રેમનાં ઝરણાં વહેવા માંડ્યાં અંધકારના આવરણો તૂટવા લાગ્યાં અને પ્રકાશ ફેલાવા લાગ્યો 'आत्मवत् सर्वभूतेषु'' એ ધૂન અખંડ ચાલ્યા કરતી હતી પ્રહર, બે પ્રહર, રાત્રિ, દિવસ એમ ત્રણ અહોરાત્ર પસાર થઈ ગયા આ ત્રણે દિવસમાં એ પ્રાયઃ ખડે પગે જ રહ્યા હતા, તેથી પગ થાંભલા જેવા થઈ ગયા હતા પછી ત્રીજે દિવસે પારેવા આવીને તુકારામના ખભા ઉપર બેસવા લાગ્યા એટલે સુધી કે તુકારામ એમને પકડે ને ઉડાડે છતાં એમને કશો જ ભય નહિ એટલો સંતતુકારામે પારેવાનો વિશ્વાસ સાધ્યો કેવી અહિંસાની અજબ તાકાત! એનો કદી તાગ જ ન આવે પણ આ કેટલી ભગીરથ તપશ્ચર્યા અને વૃત્તિસંયમ કેળવ્યા? એટલે જ કહ્યું છે કે સંયમ અને તપ વિના અહિંસા અશક્ય છે

## અહિંસાની મર્યાદા

જૈનસૂત્રોમાં અહિંસાને માર્ગે જનારના બે વર્ગ પાડવામાં આવ્યા છે (૧) ત્યાગીવર્ગ, (૨) ગૃહસ્થવર્ગ ગૃહસ્થના પ્રથમ અણુવ્રતમાં સમજાવ્યું છે કે ખોરાકપાણી માટે વનસ્પતિ, જળ, અનાજ, ફળ વગેરેની તમને જરૂર રહેવાની, એટલે યથાશક્ય વિવેક જાળવીને પણ એમને લીધા વિના છૂટકો નથી માટે તમે બેઇંદ્રિયાદિ ત્રસ-જીવોની અને તેમાંય મુખ્યત્વે પંચેન્દ્રિય જીવોની અહિંસા પર્યાપ્ત રીતે જાળવજો

## એ વાત ભૂલી ગયા!

પણ એ મુદ્દાની વાત તો ભૂલી જ ગયા પ્રતિજ્ઞા કરવાની કહી છે ત્રસજીવોની ત્યારે કરી સૂક્ષ્મ પૃથ્વી આદિ જીવોની ધર્મસ્થાનકમાં નાના નાના જીવો પ્રત્યે તો રજોહરણ (ચરવલો) રાખીને ખૂબ જતના કરે અને માણસની તો દરકાર જ ન કરે એ કેટલી મૂર્ખતા! કપડાં અને ઉપાધિનું જ પ્રતિલેખન કરે પણ આત્માનું ન કરે!

કોઈ કહેશે કે અમે ક્યા માણસને મારીએ છીએ! મારવાનો અર્થ જીવ લેવો એટલો જ નથી ખરી રીતે જીવ તો મરતો જ નથી જીવ તો અમર છે પણ જીવના પ્રાણ ઋદ્ધિ અને આજીવિકાદિ સાધન સંપત્તિ લૂંટી લેવા તેનું જ નામ હિંસા છે આ દૃષ્ટિએ જોતા વૃક્ષાદિ કરતા હાલતાચાલતા જીવડાની સંપત્તિ અતિ વિશાળ છે, અને, એ જીવડા કરતા જાનવરની અને સાથી વધુ તો માણસની છે કારણ કે જેટલો જે જીવે વિકાસ સાધ્યો હોય, સમૃદ્ધિ મેળવી હોય, તેટલો તે અધિક સંપત્તિવાન છે એ સંપત્તિવાન છે, એ સંપત્તિ પોતાના પ્રયત્ને મેળવેલ છે તો એને લૂંટવાનો મનુષ્યને કંઈ જ અધિકાર નથી અને તે જેટલા પ્રમાણમાં લૂંટે છે, તેટલો તે હિંસક છે આથી જ હરણ, મરઘા, બોકડા કે પાડાને ભોગે માંસ ખાનાર માંસાહારી અને વનસ્પત્યાદિને ખાનાર શાકાહારીમાં કરોડગણું તારતમ્ય છે એથી માંસાહારી મનુષ્ય કુદરતનો જન્મજન્મ ગુનેગાર છે પણ ઉપરની દૃષ્ટિએ જોવી આ શારીરિક હિંસાની વાતો થઈ, તેવી જ વાચિક અને માનસિક હિંસા પણ દુષ્ટભાવની તરતમતા પ્રમાણે ભયંકર છે હવે આ દૃષ્ટિએ તમારા વ્યવહારોને કસો, તો અહિંસા કેટલી છે એનો ખરો ક્યાસ નીકળશે!

## દૂષિત વ્યવહારનો તારીજો

પ્રથમ સત્રમાં હું મિલમાલિકોને મીઠી ચીમકી આપી ગયો છું આ ભારતવર્ષમાં એક વખતે અન્ન, વસ્ત્ર અને આશરો સહુને આપો-

આપ મહેનત મળી રહેતો કારણ કે યંત્રો નજીવાં જ હતાં, અને જે હતાં તે મનુષ્યજાતનાં મદદગારી હતાં, એટલે મદીવાં કોઈને ખટકતાં નહિ.

કપાસની મોસમ વખતે કરોડો માણસો પોતાની આજીવિકા સુખેથી મેળવે. કાગળ કે ચરખો, પીંજવું, કાતવું, વણવું, લોઢવું વગેરે કામો હાથે જ થતાં પણ જ્યારથી મિલોની ઉત્પત્તિ થઈ ત્યારથી એ બધા માણસોની આજીવિકા લૂંટાઈ ગઈ અને પછી મિલમાલિક પોતાને દયાધર્મી માનતો હોય, અને જીવદયાના ફંડમાં મોટો ફાળો ભર્યા કરતો હોય, મંદિરમાં જઈ ટીલું કરતો હોય કે ઉપાશ્રયમાં જઈને મુહપત્તિ બાંધતો હોય, પણ ખરી વાત એ છે કે એણે લાખો માણસોની રોજી લૂંટાઈ જાય એવો સ્વાર્થી ધંધો લીધો કે જેમાં પાંચસોથી હજાર કે બે હજાર માણસોને કામે વળગાડી લાખોનું કામ 'મિલરાક્ષસ' કર્યા કરે અને લાખોની રોજી તોડીને એક માણસ તેમનું ઉત્પાદન-ધન ઓહિયાં કરી જાય. આ કલ્પના જ ભારે ભયંકર છે. પણ માણસ ખરો ધર્મ જ ભૂલી ગયો છે. એનું લક્ષ્ય જ લક્ષ્મી તરફ હોય છે. દેશની દુર્દશા તરફ નથી હોતું. મિલ બની એટલે બિચારા પીંજારા, વણકરો અને કાંતનારા એવા અનેક કારીગરો રખડી પડ્યા. ગામડામાં કંઈ ન રહ્યું, તેથી ગામડાં ભાંગી ગયાં. ગામડિયાઓને ખાવા માટે આજે ઘરમાં અનાજ નથી. આની જવાબદારી યંત્ર ઉપર હોય તો યંત્ર વાપરનાર કે યંત્રને ટેકો આપનાર પણ હિંસક જ ગણાય. આ તો માત્ર મિલની વાત કરી. પણ ગમે તે જાતના વ્યવહારમાં કે વિચારમાં પણ પ્રામાણિકપણું ન હોય તો તે હિંસા જ છે. મૂઠ સ્વાર્થને ખાતર દગો કરવો, કોઈને છેતરવું, નામામાં નુચ્ચાઈ કરવી, એ બધાં હિંસાનાં જ જુદાંજુદાં સ્વરૂપો છે. એટલું જ નહિ બલ્કે સફેદ લૂંટ પણ છે. સાધારણ લૂંટારા તો ભયથી ડરે. લૂંટે ને પકડાઈ જાય તો સજા પામે. પણ આ જાતના લૂંટારા તો નિર્ભય અને નિડરપણે લૂંટે ને ઊલટા શાહુકાર ગણાય.

ને પમાય નહિ. આધાગણું લૂંટાયે તો ચાર૭ માસમાં એમ. લૂંટ કર, પણ આ તો મૂ૭ પર તાન દઈને સફાઈથી ઓછું માપ, માલમાં દગો, ભેળસેળ કરે, અને ગરીબગરબા દુખીને આખો વખત દરરોજ લૂંટે જેટલા વરાગે આવે એમને લૂંટે મનુષ્ય, પંચેન્દ્રિયની અને તેમાં વળી અનાથની, ગરીબ માણસની આ હિંસા થઈ આવા લોક ધર્મની નજરે પાપી, મહાલૂંટારા અને હિંસ જ કહેવાય કારણકે પેલો લૂંટારા તો પૈસાદારને લૂંટે, ગરીબને નહિ! વળી રોજ ન લૂંટે આ તો રોજ લૂંટે પેલો તો પ્રથમ ધન સામે જ જુએ ને લૂંટે આ તો ધન, યશ, આશા, આજીવિકા, સુખ, પ્રાણ બધુય લૂંટે નોકરો પર કામનો બોજો વધારે નાખે, પગાર ઓછો આપે અને હિંસા કરે તમે કદાચ કહેશો કે ભેગાભેગો એવો માણસ ધર્મ કરતો જાય તો પુણ્યે પાપ ઢેલાય ને? આ દલીલ બરાબર નથી મેં પ્રથમથી જ કહ્યું છે કે પુણ્ય અને ધર્મ બન્ને જુદા છે પુણ્ય એ શુભાશ્રવ છે અને ધર્મ નિર્જરા (આત્મશુદ્ધિ) છે ધર્મમાં આવા સીધા સરવાળાબાદબાકી કામ ન આવે સાચા ધર્મિષ્ઠનુ આચરણ અને વિચાર બન્ને સરખા હોય તે અન્યાય, અપ્રામાણિકતા કર જ નહીં તે વેપારી હોય તો પણ કોઈને લૂંટે નહિ વીરતાપૂર્વક તે અહિંસા પાળે

### જૈનધર્મની અહિંસા

જે જેટલો જડપ્રેમી થયો તેટલો જ હિંસક થયો ચેતન સ્વરૂપને ભૂલ્યો એટલે જડ પ્રેમી થયો એમ ચોખ્ખુ જૈનધર્મ કહે છે એવા જૈનસાધકની અપેક્ષાએ અહિંસા જોવા જઈએ તો સત યુગાગમના દૃષ્ટાંતને અનુરૂપ જ જીવનઘડતર થવુ જોઈએ પણ આજે તો હજુ નીતિનો એકડો ઘૂંટી પાકા કર્યા પછી બગડાની વાત મેં મૂકી છે કે યંત્રવાદ અને પરિગ્રહવાદને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ટેકો આપતા અટકવુ જોઈએ જે જૈનધર્મે અહિંસાની વૈજ્ઞાનિક શોધ જગત સમક્ષ મૂકી છે, તે જ જૈનધર્મનો અનુયાયી વર્ગ આજે એ

માર્ગથી કેટલે દૂર છે તેની મેં ચોખવટ કરી છે. એ અનુયાયીઓમાંનો મોટો વર્ગ વાણિયાનો હોઈ જેણે જૈનધર્મને પણ બીજું પામરનો ધર્મ માનવા લાગ્યા હતા અને અહિંસા એ તો કાયરોની કાયરતા ઢાંકવાનો બુરખો છે એમ કહેતા હતા. સદ્ભાગ્યે હિન્દી મહાસભાના નૌકાના સુકાની જ્યારથી ગાંધીજી થયા, ત્યારથી અહિંસા વિરોધી એ ખ્યાલો પલટાઈ ગયા છે. પણ હજુ કહેવાતા જૈનો જેટલા જાગવા જોઈએ તેટલા જાગ્યા નથી. ક્યાંથી જાગે? અસંયમ અને અહિંસાનો મેળ જ ક્યાંથી હોય? સાગર ગાગરમાં સમાય જ કેમ? પણ એથી કંઈ મૂંઝાવાનું નથી. ભગવાન મહાવીરે તો વીર અહિંસકને જ પોતાના સંઘનો સભ્ય ગણવાનું કહ્યું છે. પછી એ ગમે તે મત પંથ કે ધર્મનો અનુયાયી ભલેને હોય!

સારાંશ

ચૈતન્યપ્રીતિ એ મૌલિક ધર્મનું લક્ષણ છે.

નીતિની ભૂમિકા દૃઢ થયા પછી જ મૌલિક ધર્મ પ્રારંભાય છે.

સરળતા અને શુદ્ધિ એ ધર્મની પહેલી શરત છે.

સંયમ અને તપથી ધર્મનો પારો ક્રમશઃ વધે છે.

સદાચાર, સદ્વિચાર અને સત્યવાણીનો સમન્વય એ જ મૂળ ધર્મ.

આ મૂળ ધર્મ જ વિશ્વ પ્રતિ પ્રસરાવી શકે છે.

# સરળતા અને શુદ્ધિ

## [ પ્રવચન બીજુ ]

વહાલા મુમુક્ષુઓ !

ગયા વ્યાખ્યાનમા હું મૌલિક ધર્મની પહેલી શરત સરળતા અને શુદ્ધિ છે એમ કહી ગયો છુ એટલે આજે એ વિષય ઉપર જ બોલીશ

સરળતા અને શુદ્ધિ એ બન્નેનો એવો સુદર સબધ છે કે જો સરળતા ન હોય તો શુદ્ધિ અધૂરી રહે, અને શુદ્ધિ ન હોય તો સરળતા ન સભવે ! જૈનસૂત્રોમા ઉત્તરાધ્યયન અ ત્રીજામા **सोही उज्जुय भूयस्स धम्मो सुद्धस्स चिट्ठई**—એવો પાઠ છે અર્થાત્ કે ઋજુભૂતની જ શુદ્ધિ થાય છે ને ધર્મ પણ શુદ્ધિવાનમા જ રહે છે ટૂકમા કલ્યાણના પથમાં પ્રથમ ઋજુતા ને સરલતાની જરૂર હોય છે એ સિવાય ધાર્મિક ક્રિયા માલ વિનાની હોય છે પ્રત્યેક હિતકાર્યમાં સરળતા અને શુદ્ધિ જરૂરના છે જેમ બીજ વાવતા પહેલા ખેડૂતને ખેતર વાળીઝૂડીને સાફ કરવુ પડે છે અને જમીનને ખેડીને સરળ બનાવવી પડે છે, ત્યારે જ બીજા વૃષ્ટિઆદિ યોગો સફળ થાય છે, તેમ જીવને પોતાનું હૃદયક્ષેત્ર પણ સરળ અને શુદ્ધ બનાવવુ પડે છે, તો જ જ્ઞાનના અકુરો ઊગવા સુલભ થાય છે આથી જ સરળતા અને શુદ્ધિના ક્ષેત્રમાં જ મૌલિક ધર્મ ટકે છે જે સરળ અને શુદ્ધ

નથી થયો. તેનો ધર્મ, આગળ કહ્યું તેમ, માત્ર ખોખારૂપ છે. એ ખોખામાં પ્રાણ આણી જ શકતો નથી. આજે તમોને ધર્માલયોમાં દેખાતા ધર્મિષ્ઠોના વ્યવહારમાં જે [illegible], દગલબાજી, છળકપટ, [illegible], અપ્રામાણિકપણું, હરામખોરી વગેરે વગેરે જણાય છે તેનું મૂળ કારણ જ આ છે. માળાઓ ફેરવી ફેરવીને મરી ગયા પણ ઘટમાં—અંતરમાં—પ્રકાશ જ પડતો નથી; જેમાં દીવો પ્રગટતો નથી. એવી ફરિયાદનું મૂળ પણ આ છે.

> 'અંતર પાપો નિત્ય છુપાવી પ્રગટ પુણ્યને કરિયાં
> અંદર ઝેર હળાહળ રાખી, ઉપર અમૃત ભરિયાં
> ભરિયાં ઝેરોને હિત અનેક તર્યાં હરિયાં''

**પણ આમ થાય છે શાથી?**

ઘણા ભાઈઓ એમ કહે છે કે વાત તો સાવ સાચી છે. થોડુંક કરીને વધુ દેખાડવાની, અથવા મહાપાપોને છુપાવીને જરાક સારું કામ કર્યું હોય તો તે બહાર લાવવાની ભારે ઇચ્છા રહે છે અને એને લીધે માયાપ્રપંચ સેવવા પડે છે તથા સેવવા પડે છે. જ્યાં લગી આંતરડામાં મળ ભર્યો હોય ત્યાં લગી દવા લેવા છતાં તાવ ન ઊતરે, અને (એવી સ્થિતિ હોય ત્યાં લગી) વસંતમાલતી કે અસંખ્ય ભસ્મોરૂપી આધ્યાત્મિક જ્ઞાન નકામું નીવડે છે. આ બધું દીવા જેવું સમજાય છે પણ સમજવા છતાં આચરાતું નથી, એનું કારણ શું? હું નિઃસંકોચપણે તેવાઓને કહું છું કે તમે જે સમજણનો દાવો કરો છો તે સાચી સમજણ જ નથી. ખરી સમજણ હોય તો અનીતિ-અધર્મમાં પગ ભરી ન શકે અને કદાચ ભૂલથી કે અભ્યાસથી પગ મુકાયો હોય તો તેને કાંટાની માફક હૃદયમાં ડંખ્યા કરે, અને એનું સમાધાન ન થાય ત્યાં સુધી એને ચેન ન વળે. પણ આ તો વાતો છે. તેથી જ તમે માનેલા મોભા ખાતર કેટલીક વાર મહાઅનર્થ કરી રહ્યા છો, અને એનું તમને ભાન પણ નથી હોતું. એવી હું ખાત્રી

દશા તમારી ? જેનામાં માનવતાનો એક અંશ હોય તેવો માણસ માનવી માનવી વચ્ચેના આવા અવિશ્વાસથી આજે કપાઈ જાય —જૂઠ અને જાળ—પ્રપંચ પ્રપંચ ને પ્રપંચનું જ્યાં સામ્રાજ્ય હોય ત્યાં કોણ કહેશે કે ખરી સમજણ છે ?

વળી આપણે સહુએ એટલું યાદ રાખવું જોઈએ કે ઠેઠ મુક્તિને ઉંબરે પહોંચીએ, પણ સરળતા અને શુદ્ધિનું ધન નહિ હોય તો તેવા ઉપશમશ્રેણીવાળા આત્માઓને તેટલે લગી પૂગ્યા પછી પણ ધક્કો ખાવાનો છે અને જો એમ જ છે તો કહ્યું છે તેમ

"ધોબીડા તું ધોજે મનનું ધોતિયું રે,
રખે ભાઈ રાખતો મેલ લગાર રે
એણે મેલે રે જગ મેલું કર્યું રે,
ધોઈને રાખ ઉજ્જવળ ઉદાર રે ધોબીડા."

એ પંક્તિ જીવને પાકી કરાવીને વહેલામોડા એ રસ્તે ચાલ્યા સિવાય છૂટકો નથી

જૈનશાસ્ત્રો કહે છે કે બાહુબલિ મહાસમર્થ પુરુષ હતા એમણે સંયમ અને તપમાં કશી કચાશ ન રાખી પણ સરળતા વિના અધૂરી રહેલી શુદ્ધિએ છેવટ લગી સંપૂર્ણ આત્મજ્ઞાન ન થવા દીધું એ કંઈ ઓછા વિચારક નહોતા પણ પોતાના પાયાની ભૂલ પોતાને આપમેળે છેવટ સુધી ન મળી તે ન જ મળી એ વાતનો પ્રસંગ આ જાતનો છે

## બાહુબલિની ત્રુટિ

ભરત અને બાહુબલિ બન્ને બન્ને પ્રભુ ઋષભદેવના પુત્રો હતા ઋષભદેવે ત્યાગમાર્ગ ગ્રહણ કર્યો ત્યારે પોતાને હાથે ભરતનો રાજ્યાભિષેક કર્યો અને બાહુબલિને તક્ષશિલાનું રાજ્ય સોંપ્યું, કારણકે ભરત મોટા હતા, બાહુબલિ નાના હતા ત્યારપછી ભરતે તો છયે ખંડને

સાધી લઈ એકછત્રનાપી અર્થ ત્યારે આખુ પ્રસર્તાવી, એટલે બાહુ બલિને પણ ખડિયા ગળતી જેમ વર્તવું પડે જોકે મોટાભાઈને નમવામાં કશી જ નાનપ નહોતી, પણ બાહુબલિના અંતે એની ખાનને નવિંધ બનાવી મૂકી

ભરતે પોતાના દૂતમુખેથી જ્યારે બાહુબલિનો મ ભર્યો સંદેશે સાંભળ્યો ત્યારે તે લાલપીળો થઈ ગયો 'હે એમ કે? દુનિયા ભરના નાનામોટા સત્તાધીશો મારા અધીન વર્તે અને મારો જ નાનોભાઈ મને ન માને તે મારું અપમાન કરે ને આપખુદ વર્તે એ કેમ ચાલે?' આ વિકલ્પથી ભરતનો પિત્તો ઊછળી ચાલ્યો અને ચક્રવર્તીના દમામથી એણે બાહુબલિને યુદ્ધનું આમંત્રણ મોકલ્યું જવાબ મળ્યો 'તૈયાર જ છુ એ તો પિતાએ જાતે આપેલ પ્રદેશને શોધું ભીડું કરી સંતુષ્ટ રહ્યો છુ, નહિ તો ભરતનું માગ સામર્થ્ય આમાં શું મળ્યું છે? પળવારમાં ૭ ખંડ જીતી લઉં! હવે જોઉં છુ, ભરતમાં કેટલુંક પાણી છે!'

## મહાસંગ્રામની તડામાર તૈયારીઓ

બન્નેની સામસામે મહાયુદ્ધોની તૈયારીઓ થઈ ભારે ચપળતા-પૂર્વક સેનાપતિઓએ પાયદળ, અશ્વદળ અને હસ્તીઓના વ્યૂહ ગોઠવ્યા લોહીતરસી તલવારો ચમકવા લાગી ભરત પાસે કરોડોનુ સૈન્ય અને શસ્ત્રોનો જંગી સરંજામ હતો એના મનમાં હતું કે બાહુબલિ આ સૈન્યસખ્યા સાંભળતાં જ થથરી ઊઠશે! પણ બાહુબલિમાં પૂર્વકાળની ભાર તપશ્ચર્યાના પરિણામે અમોઘ બળ જન્મ્યુ હતુ તે પોતાની બે ભુજાઓથી જ બધાયને પૂરો પડે તેવો હતો એટલે એ તો સૈન્ય જોઈને ક્ષુબ્ધ થવાને બદલે વધુ ઉન્મત્ત અને સતેજ થયો

જૈનશાસ્ત્ર આમ બોલે છે 'ઇન્દ્રને ચિંતા પ્રગટી કે આ બન્ને જો સામસામા યુદ્ધ કરશે, તો હજારો કુટુંબો નિરાધાર બનશે,

લાખો નિર્દોષ નવલોહિયાના લોહીથી ભૂમિ અશુદ્ધ થશે આ રૌદ્ર લીલાની કલ્પનાએ, ઇન્દ્રને અકળાવી મૂક્યો ઇન્દ્ર સમરભૂમિના માચડા પર આવી સુલેહદૂતનું કામ કરવા માડ્યુ પણ બન્ને ગુમાનને ચાકડે ચડ્યા હતા ઐક્ય નમતું મૂકવા તૈયાર નહોતો લાખોના જાનમાલની ખુવારીને ભોગે પણ એમને તો મહત્ત્વાકાક્ષાને પોષવી હતી દયામૂર્તિ ઇન્દ્રનો માથાકૂટ પરિશ્રમ અને એની વાટાઘાટ નિષ્ફળ થયા જાણી એને લાગી આવ્યુ છેવટે પ્રભુપ્રાર્થનાને પરિણામે એને એક શુભ પ્રેરણા મળી, અને તેનુ હૃદય નાચી ઊઠ્યુ તેણે બન્ને વીરો આગળ એક વાત મૂકી

ઇન્દ્રનુ નવમાર્ગદર્શન

"તમારે તો તમારા બેમાંથી કોણ જીતે છે અને કોણ હારે છે, એટલુ જ જોવાનુ છે ને?"

"હા"

"આ હાજર થયેલા સુભટોમાંના કોઈને હારજીતના વિષય પરત્વે કશી જ નિસ્બત નથી, તેમ યુદ્ધમા રસ પણ નથી ખરુને? કારણકે તમે બન્ને ભાઈઓ છો તમારામાંનો કોઈ પણ એમનો સરક્ષક રહે એમા પ્રજાને કશા હાનિલાભ થવાના નથી ને? લગભગ એવુ જ છે, તો પછી આમાના કોઈનો વાળ પણ વાકો ન થાય અને તમારા બન્નેમાં કોણ ખરો વિજેતા છે તે પરખાઈ જાય, એવી યોજના બતાવુ તો સ્વીકારશો?"

"હા ઘણી જ ખુશીથી"

ઇન્દ્ર સામે જોઇ બન્નેના ચહેરા ઉપર પ્રસન્નતા છવાઈ રહી

ઇન્દ્ર મહારાજે કહ્યુ 'તમારા બન્નેના કલેશના કારણે ચતુરગી સેનાનો ઘાણ નીકળી જાય એ તો ખુલ્લી વાત છે તો એમાં લશ્કરનો કયો દોષ? એણે કયો ગુનો કર્યો છે કે તમારા એના વૈમનસ્ય ખાતર તેમને લોહી રેડવુ પડે? માટે જુદો રસ્તો બતાવુ

તમો એ તો સમજો જ છો કે ન્યાય, અપક્ષપાત, રાષ્ટ્રસેવા, દુષ્ટતાને દંડ અને સૌજન્યની પૂજા એ પાંચ રાજધર્મને યથાર્થ પાળવા માટે રાજાઓમાં કળા, કૌશલ્ય, ઉદારતા, ઊંડી અને સ્થિર દષ્ટિ અને ધરખમ વીર્યસંચય જોઈએ છે માટે હું એની પરીક્ષાની ત્રણ્યાર રીતો બતાવું છું પ્રથમ તો તમે પોતે જ બન્ને જણ પરસ્પર બાહુયુદ્ધ (હાથથી કાંડું વાળવાની કળા) કરો તે પરથી તમારામાંનો કોણ વધુ શક્તિશાળી અને કળાપ્રવીણ છે એની પ્રતીતિ થશે. બાહુયુદ્ધ પછી બીજું દૃષ્ટિયુદ્ધ આથી તમારામાંનો કોણ વિશિષ્ટ અચળ છે તેની ખાતરી થશે. અને છેવટે મુષ્ટિયુદ્ધ (માથા પર મૂઠી મારી જમીનમાં વધુ કોણ ઉતારી દે છે તે) કરો. એથી તમારામાંનો કોણ અનુપમ શરીર શક્તિ ધરાવે છે તેની માહિતી મળશે આ બધી રીતોમાં જે પાસ થશે તે પૂર્ણ અધિકારી અને વિજેતા ગણાશે '

### ચોમેર ફેલાયેલો સંતોષ

આ યોજનાનો બન્નેએ આદર કર્યો શતઘ્ની જેવા અનેક મહાશસ્ત્રો અને તેને ધારણ કરનારા યોદ્ધાઓ તથા પહાડ જેવા હાથીઓ, અને અશ્વો એ સર્વને નિર્ગત મળી બન્ને છાવણીઓમાં આનંદની રેખા છવાઈ ગઈ પ્રજાએ સ્ટડાગનો મીઠો દમ ખેંચ્યો સહુનાં હૈયામાંથી ઊંડી એમ જ આશિષ નીકળી 'દેવ! તારું ભલું થજો માનવસંહારમાંથી સૃષ્ટિને ઉગારી, તે મહાપુણ્ય બાંધ્યું '

ભારે દમામપૂર્વક પ્રદર્શન ગોઠવાયું જે લડવૈયાઓના લોહીનું નાટક જોવા આવ્યા હતા તે જ પ્રદર્શનના મુખ્ય પાત્ર બની ગયા અને જે નાટકનાં પાત્રો હતા, તે જ દ્રષ્ટા બની ગયા કેવું મહાપરિવર્તન!

પ્રિય શ્રોતાજનો! આ ટાણે તમારા વદન પર ઉલ્લાસ હું જોઈ રહ્યો છું આવી યોજના યુરોપને એમના આર્યો પાસે સ્વીકારવાનો યુગ પણ આવવાનો છે—પણ જો આર્યો સવેળા જાગશે[1] તો આજે

---

[1] જોકે તે વખતને સંબોધીને કહેવાયું છે પરંતુ અત્યારે પણ એ જ વાતાવરણ પુન આવી ગયું છે ઇતિહાસનું એ પુનરાવર્તન થયું છે

તો યુરોપમાં પશુજનતો જુવાળ જેટલા જાગ્યો મારેમારે ભીજ્ઝી રહ્યો છે, તેટલી જ કહેવાતા આર્યસંતાનોમાં તન્નારૂપી ખોટ આવી પડી છે પોતાનું જ ઘર સાફ નથી, ત્યાં બીજાને એ ની યોજના બનાવી શકે?

## બન્ને મેદાનમાં

'તૈયાર છે, ભરત?' બાહુબલિએ પડકાર કર્યો 'હ ાં!' એમ ગર્વમિશ્રિત ખોંખારાથી ભરતે જવાબ વાળ્યો જોતજોતામાં તો તેઓ બાહુથી બાહુ ને વાળવા મેદાનમાં ઊતરી પડ્યા દ્રષ્ટાઓની આંખો થૈ થૈ નાચવા લાગી ભરત કેબઝેબ થઈ ગયો. શક્તિનો ખૂબ પરિચય આપ્યો, ને ઘણો વખત સુધી ભરત ટકી રહ્યો પણ આખરે બાહુબલે હાંક વાળ્યું ત્યારબાદ બાહુબલનું હાંકુ વાળવા ભરતે અથાક પરિશ્રમ કર્યો, પોતામાં જેટલી શક્તિ હતી તેટલી અજમાવી, પણ ભરત હાડ વાળી ન શક્યો એ પ્રયોગમાં બાહુબલિની જીત થઈ અને ભરતના મુખ પર શરમના શેરડા પડ્યા પહેલે કોળિયે જ માખી— દ્રષ્ટાઓમાંના કેટલાક તો મનના મજબૂત ફિકર નહિ, હજુ તો બે દાવ બાકી છે—એ ખ્યાલે ફરી ભરતને પાનો ચડાવ્યો

પેલો જુગજુગનો સાધક જોગી બાહુબલિ ત્રાટકમાં તો કયાંથી જીતવા જ દે તેમ હતો? ભરતે આંખ મટકું ન મારે તેવી કાળજી તો બહુ રાખી, પણ રીતસરની તાલીમ વિનાની એકલી કાળજીથી કશું વળે તેમ ન હતું એટલે આંખોના એ ત્રાટકમાં પણ ભરત ન ટકી શક્યો, અને એમાં પણ બાહુબલિનો વિજય થયો આથી કરીને લોકોમાંથી ભરત પ્રત્યેની શ્રદ્ધા શિથિલ થઈ ગઈ જે ભરતને મુશ્કેલ જેવું હતું, તે બાહુબલિને તો રમત વાત હતી એ દિશાનો એનો અભ્યાસ પુષ્કળ હતો

ભરતની હવે જીતની આશા તો ગઈ જ પણ એને થયું 'છ ખંડને સાધનાર મારી આ દશા? મારા જ હાથનાં આ બબ્બે

બળામના માણસો આમે મારી આટલી નાલેશી?' એને હાર કરતાં પણ આ ખ્યાલ ભારે પજવતો હતો. એને ભારે આઘાત થયો. એને ખબર ન હતી કે આ તેના મહાગર્વનો જ પ્રત્યાઘાત હતો. 'ગર્વ કિયો સોઈ નર હાર્યો,' એ કુદરતી કાયદો છે. એનું અંગ ચીડથી ધ્રૂજવા લાગ્યું. ઇન્દ્ર આમે એવે હોઠ બીસી ડોળા ઘુરકાવ્યા, અને આપે જ મારી ફજેતી કરાવી એમ મનમાં બબડ્યો. પણ ઇન્દ્ર તો ઠંડે કલેજે બધું નાટક નિહાળી રહ્યો હતો. હવે ત્રીજો પ્રયોગ આવ્યો. ચીડમાં ને ચીડમાં ભરતે એવી જોરથી મૂઠી વાળી ને બાહુબલિના માથા પર બરાબર મધ્યભાગમાં લગાડીને એનું દબાવ્યું કે પેસી મશરૂ જેવી પોચી જમીનમાં જેમ પ્રવેશે તેમ બાહુબલિ કેડ સુધી ઊંડા જમીનમાં ઊતરી ગયો. ત્યાં લોકોના મુખમાંથી 'શાબાશ! શાબાશ'ના ધ્વનિ છૂટ્યા. ભરતે જરા નીચું જોઈને બીભત્સ સ્મિત કર્યું.

## પ્રેરણાનું કિરણ

બાહુબલિ ક્ષણવારમાં માર્ગ કરીને બહાર નીકળી ગયો અને કૂદીને ભરતની બરાબર સામે આવી ઊભા. બાહુબલિએ પોતાનું બધું બળ જમાવી લીધું અને મૂઠી ઉપાડી જેવો મારવા જાય કે તેવો જ તેને એક સુવિચાર સ્ફૂર્યો. 'મારી શક્તિનો આ ભારે દુરુપયોગ થાય છે. આ મારી મૂઠી નહિ ઝીલી શકે તો? આ પ્રહાર હું કોના પર કરું છું?' આવા વિચારથી તે કંપી ગયો. સામે જુએ તો ભરત માથું ધરી તૈયાર થઈ ઊભો હતો. પણ એ બાહુબલિની મુષ્ટિ ઝીલી શકશે કે કેમ એ વાતે પ્રેક્ષકોને શંકાયુક્ત બનાવ્યા. ખરેખર વજ્ર સમાન બાહુબલિની મુષ્ટિ ભરત નહિ ઝીલી શકે, અને કદાચ નિરુપક્રમ આયુર્બલને પ્રભાવે જીવી શકે તોય હાડકાં તો ભાંગી જ જાય. પણ એ કરુણ સ્થિતિ આવે તે પહેલાં જ બાહુબલિના પૂર્વ-સંસ્કારે એને જગાડી દીધા હતા. એને વિચાર થયો. 'મારી મુષ્ટિ પડશે તો ભરત કદાચ નહિ બચે. અને એમ થાય તો જગતમાં

કહેવાય કે ઋષભપ્રભુના દીકરા લડ્યા, અને પોતાના ભાઈને ગર્વ ખાતર માર્યો ધિક્કાર છે મને પણ હવે ? ઉપાડેલી મુષ્ટિ પાછી તો ન વળે ' ગ્રંથકાર પણ કહે છે કે વાળેલી મુષ્ટિ એણે પાછી તો ન જ વાળી પણ જે મૂઠીથી ભરતને જમીનમાં ખૂંચાડવો હતો, એ જ મુષ્ટિ એણે પોતાના માથા પર મૂકી અને ફૂલ જેવા સુંવાળા અને તેજસ્વી કેશ એ મુષ્ટિદ્વારા આવે તેટલા ચૂંટી કાઢ્યા અર્થાત્ હવે એ ત્યાગી થઈ જશે એવી એણે આગાહી સૂચવી

### વાતાવરણનો પલટો

સભામાં વીરરસને સ્થાને શાંતરસ રેલી રહ્યો વાતાવરણ ભીનું બની ગયું ' ભાઈ, ગુનો માફ કરો બસ, તમે જ ખરા અધિકારી છો ભલે તમે નાના રહ્યા પણ પૂર્વના મહાપુણ્યે તમે સુંદર શક્તિ પામ્યા છો તો આ મુગટ અને આ છત્ર—' ભરતે બાહુબલિની ક્ષમા માગી રાજચિહ્ન ધર્યા

' મોટાભાઈ ! જે સુંદર શક્તિનો દુરુપયોગ થયો, એનું મને ભારે દુઃખ થાય છે હવે મને એ સુંદર શક્તિના સદુપયોગ માટે જવા દો, આજ્ઞા આપો આ મુકુટ અને આ છત્ર કરતા માધકરી વૃત્તિવાળી દીક્ષા અને એમાંય મને વધુ લિજ્જત આપશે '—બાહુબલિએ નમ્રતામયી પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો તેમણે ભરતની વિજ્ઞપ્તિ ન સ્વીકારી ધન્ય છે બાહુબલિ આપને, પિતાજીનું શુભ અનુકરણ કરી આપ આપનો પથ દિપાવો, અને અમારા જેવા સંસારલોલુપીની લોલુપતાને ઘટાડનારા માર્ગદર્શક બનો !

### બાહુબલિ અન્ય પથે

ક્ષણ પહેલાંનો યુદ્ધલોલુપી, વિજયલોલુપી અને સંસારલોલુપી જીવડો ત્યાગવૈરાગ્યમાં ભીંજાઈને કરોડોના હર્ષાશ્રુઓ વચ્ચેથી સર્પ કાંચળી તજે તેમ પસાર થઈ ગયો ધન્ય છે બાહુબલિના મહા-

લાગને! ધન્ય છે એના અદ્‌ભુત વૈરાગ્યને! ખડેખડમા લોક-પ્રશસાનાં અદિલનો કોઈ ગયા

પણ

## કાંટો નીકળ્યો નહોતો

ભરતમહારાજાને એમ લાગતુ હતુ કે બાહુબલિ પિતાજી ઋષભ પાસે જશે. બાહુબલિનેય મન પ્રથમ તો એમ થયુ પણ એક કાંટો નડ્યો અને તેના પગ પાછા પડ્યા તેમને થયુ 'પિતાજી પાસે જઉ, તો પેલા મારા અઠ્ઠાણુ નાના ભાઈઓને પણ પ્રણાલિકા પ્રમાણે નમવુ જ પડે! કઈ નહિ પિતાજી પાસે જઈને પણ કરવાની તો સાધના જ છે ને? તો સાધનાની સિદ્ધિ કરીને જાઉ તો શુ ખોટુ?'

## મૂળવાત

ઋષભદેવ સાથે જોડને જન્મેલા સુમગળા હના તે તથા બીજી સુનદા હતા તે બન્નેને ઋષભદેવ પરણ્યા હતા સુમગળાએ પ્રથમ ભરત તથા બ્રાહ્મી કન્યા એ યુગલને જન્મ આપ્યો ત્યારબાદ ઓગણપચાસ પુત્રયુગલને જન્મ આપ્યો હતો અને સુનદાએ બાહુ-બલિ તથા સુંદરી કન્યા એ યુગલને જન્મ આપેલ એ પ્રમાણે ઋષભ-દેવને સો પુત્રપુત્રીઓ તેમાથી ૯૮ પુત્ર ને બે પુત્રી—જે બ્રાહ્મી ને સુદરી હતી—તેમણે ભગવાન ઋષભદેવ પાસે દિક્ષા લીધી હતી બાહુબલિને એમ થયુ કે પ્રભુની પાસે હમણા જવાથી દીક્ષિત થયેલા નાનાભાઈઓને પણ નમવુ તો પડે જ જે દિક્ષાથી વડીલ થયો, તે ગમે તે જાતિનો અને ગમે તે વયનો હોય પણ પછીના દીક્ષિતે એને નમવુ જ જોઈએ, એ સન્યાસસસ્થાની પ્રણાલિકા છે એ પ્રણાલિકા પાછળ ઉચ્ચ હેતુ એ છે કે ત્યાગ ગુણ જ સર્વપ્રધાન છે ગુણ જ ઊચાનીચાનુ ખરુ ધોરણ છે, જાતિ, વય કે સત્તા નહિ પરતુ ત્યાં એક અપવાદ છે જેને કેવળજ્ઞાન થાય તે માત્ર ગુરુને

ભને નમે, પણ બીજાને નમવાની એને જરૂર નથી રહેતી બાહુબલિને થયું કે કેવળજ્ઞાની થઈને જ જાઉં કે પછી એમને નમવું જ ન પડે પણ એને એ ખ્યાલ નહોતો કે, એની અભિમાનવૃત્તિ ને અહંતા ભરી હોય, ત્યાં સુધી ગમે તેવા કષ્ટ ભોગવવાથી કેવળજ્ઞાન પ્રગટતું જ નથી કેવળજ્ઞાન તો બાજુ રહ્યું પણ આત્મભાન પણ થતું નથી જેટલો પોતાને બીજાથી ઊંચો કલ્પે તેટલો તે નીચો બની જાય છે એ ખ્યાલ બાહુબલિને ન થયો આ વિચાર જ પોતાની જાત પ્રત્યે પોતાને હાસ્યાસ્પદ થઈ રહેશે એમ તેમને ન સમજાયું

બાહુબલિએ તો એક એવી અઘોર અટવી પસંદ કરી કે જ્યાં મનુષ્ય ભાગ્યે જ મળે જવાતી અને ક્રૂર જાનવરોનો તો આમને ડર જ નહોતો આહાર અને પાણીવિનાની બાર બાર માસ સુધી એકધારી અતિ કઠોર તપશ્ચર્યા તેમણે કરી ચકલાં માથામાં માળા નાખે, ત્યાં લગીની અડાલતા જાળવી આસપાસ વૃક્ષવેલી છવાઈ ગયા ત્યાં લગી એ સ્થળે તે એમ ને એમ ઊભા પણ અહંનો કાંટો ન ઊખડ્યો

બાહુબલિ પણ વિચારમાં તો પડે જ 'આ તે શું ' કંઈક ભૂલ છે તેથી હજુ ઉદય થતો નથી, અને વિકલ્પોના ભ્રમણથી ચિત્ત ઘેરાયેલું રહે છે'

પ્રિય બન્ધુઓ ! આથી જ જૈન તત્ત્વજ્ઞાન કહે છે કે ઓઘા મુહપત્તીના ઢગલા થયા, પણ કંઈ જ ન વળ્યું બાહુબલિ જેવા સમર્થ શક્તિધરને પણ આવી નીતી સાદી વાત ન સમજાઈ કે મૂળ પાયામાં જ ભૂલ છે હવે તો તમે સહજે જાણી શકશો કે સમજણ ધરાવવાનો દાવો કેટલો આકરો છે !

એક સમયે ભગવાન ઋષભદેવને જણાયું કે આવા મહામિથ્યા ગર્વમાં મૃત્યુ થઈ જશે તો મહાદુર્ગતિ થશે, એટલે ભગવાન ઋષભદેવે વિચાર કર્યો કે એની અહંતાને કાઢવાની જરૂર છે આથી એમણે

પોતાની સુશીલ અને સમર્થ (પુત્રીઓ) સાધ્વીજીઓ—બ્રાહ્મી અને સુંદરીની જોડીને ત્યાં મોકલી

બ્રાહ્મી અને સુંદરી એ સ્થળે આવી પહોંચ્યાં. ઘોર તપશ્ચર્યા કરી રહેલા ભાઈને શોધી, સામે આવી, એમણે અતિ નમ્ર ભાવે નીચેની કડી ઉચ્ચારી એક જ ચીનગારી ફેંકી

'વીરા મોરા ! ગજ થકી ઊતરો ગજમેંડાં કેવળ ન હોય રે'

હેં ! ગજ શું ? ક્યાં છે હાથી ?' બાહુબલિનું મૌલિક ચિંતન ઊપડ્યું 'શું હું અંબાડી પર બેઠો છું' એની મિચાયેલી આંખો સામુ તેજ જોઈ ઊઘડી ગઈ સામે જુએ તો પોતાની જ ભગિનીઓ ! ઘડીભર થંભી ગયા બાહુબલિજી વિચારમગ્ન બન્યા જાણે મહાનિદ્રામાંથી જાગ્યા હોય તેમ અનિમારે થયેલ નયનકમળ ખૂલ્યાં વાચા ફૂટી, બા' બન્નેને પ્રભુપિતાના કુશળ પૂછ્યા પણ એમના મનમાં વસવસો એ થઈ રહ્યો હતો કે, હાથી ઉપરથી ઊતરો—એમ બહેનોએ કેમ કહ્યું ? શું રિસ્ખણ કે ઉપાલંભ ? પણ મહા સાધ્વીજીઓની વાણીમાં કંઈક રહસ્ય છે અસત્ય તો ન જ બોલે વળી પિતાજીએ ચાહીને અહીં મોકલ્યાં છે માટે આ ઉક્તિમાં કંઈક ઊંડો મર્મ હોવો જોઈએ ઊંડી વિચારણાથી અને આ વીજના ઉદ્બોધનથી એમને આખર ભૂલ જડી આ નિમિત્તે એનો સુષુપ્ત વિવેક સળવળી ઊઠ્યો એમણે પ્રથમથી માંડીને આ સ્થિતિ પર્યંતનું એક કુશળ વૈજ્ઞાનિકની જેમ પૃથક્કરણ કરવા માંડ્યું, અને એમને ભૂલ મળી આવી સર્વ તજ્યું, પણ તજવાનું ન તજ્યું 'હું મોટો' એ અભિમાનના શલ્યથી હું અટકી રહ્યો બારબાર મહિનાની ઘોર તપશ્ચર્યાથી એ શલ્ય ન ઓગળ્યું કેવી ભ્રમણા ! કેવું અજ્ઞાન ! યથાર્થ ભાનના અભાવે કેવડું મોટું ચક્કર ફર્યો ? અરેરે ! હું કેવો મૂર્ખશિરોમણિ ! સાક્ષાત્ ભગવાન પાસે ન ગયો કેટલું મિથ્યાભિમાન ! ત્યાગને ચરણે નમતાં મને 'હું મોટોભાઈ' એ ગર્વ

નડ્યો ભગતની સામે બાથોડિયા ભગવનાર પણ એ જ શનુ હતો ને? અહા! જો ઇન્દ્ર વચ્ચે ન હોત, તો કેવો માનવી હત્યાકાંડ થાત!" આમ પસ્તાવાથી તેમનું અંતર સળગી ઊઠ્યું અંતરમાં સાચો પ્રકાશ પડ્યો ક્ષપકશ્રેણીએ ચડતાં, કર્મના ઓઘ ઉડાડતા, એમના અંતરના પડદા ઊખડવા લાગ્યા અને જે આવરણ હતું તે આત્મ-ચિંતનથી ખસી ગયું એટલે ક્ષપકશ્રેણીએ ચડતા આપમેળે કેવળજ્ઞાનનો પ્રકાશ ફેલાઈ રહ્યો

શાસ્ત્રકાર કહે છે 'હું જઈ સર્વ સંતોના ચરણમાં પડું અને ક્ષમા યાચું—એવો વિચાર કરીને તેમણે એક પગ ઉપાડ્યો, તે જ પળે કેવળજ્ઞાન થયું' કેવી અજાયબતા!

" માત્ર એક જ નાનું ડાબાડિયું ચામડીને કેવું ખણે છે!

માત્ર એક જ માન-માયાનો નાનકડો કાંટો કેટનો નડે છે!"

ભાઇઓ! બધી સામગ્રી હતી પણ નિખાલસતા નહોતી ત્યાં લગી એકડા વિનાના માત્ર મીંડા જ હતા પણ આગળ એકડો ચડ્યો કે મીંડાની કિંમત પૂરેપૂરી અંકાઈ ગઈ

આ ઉપરથી હવે ખરી સમજણ અને કહેવી અને સરળતા એ કેવી ચીજ છે તેનો તમોને બરાબર ખ્યાલ આવી ગયો હશે સાથે સાથે બીજી વાત કહું છું તે સાંભળો

### ચિત્તશુદ્ધિ

હૃદય પૂરેપૂરું શુદ્ધ ન હોય તો સરળતાથી ખરો અર્થ સરતો નથી સ્ત્રીજાતિને સરળતાની બહુમૂલી કુદરતી બક્ષિસ હોય છે, પણ ચિત્તશુદ્ધિ વિના એનો મૌલિક અર્થ આવી શકતો નથી. શ્રીમાન શંકરાચાર્ય તો ત્યાં લગી કહે છે **'चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये'** વસ્તુની પ્રાપ્તિ માટે શુભ કર્મો નથી શુભ કર્મો તો ચિત્તને શુદ્ધ કરવા માટે છે અંતઃકરણ તો અરીસા જેવું બની

રહેવું જોઈએ, કે તેમાંથી આત્માનો સીધો પ્રકાશ પડીને જીવનની પ્રત્યેક ક્રિયામાં એની ઝલક ઊતરે !

જે જે સાધક નિખાલસ અને પારદર્શક હોય છે એને આવા પ્રેમના હમેશાં મળતી રહે છે એથી એ મહાપ્રલોભન અને મહા મંત્રની ચક્રજાળમાં ન ફસાતાં નટની જેમ એકમાત્ર પ્રભુપ્રત્યે પોતાની સુરતા ટકાવી શકે છે આથી યોગમાં શુદ્ધિ પર અત્યંત વજન અપાયું છે કે ઈસ્લામથી માંડીને જૈન તત્ત્વજ્ઞાન લગી તપાસીએ તો શુદ્ધિનું સ્થાન નજરે ચડ્યા વિના તો રહેશે જ નહિ!

## બન્ને વર્ગનો દિગ્ભ્રમ

પણ મહાદુઃખની વાત એ છે કે કેટલાક લોકો બાહ્ય શુદ્ધિમાં જ ઇતિસમાપ્તિ માની લઈને મનોવિશુદ્ધિ તરફ બેદરકાર હોય છે ત્યારે કેટલાક મનોવિશુદ્ધિનું ઓઠું લઈ શરીરે ગંદા, લઘરા, મલિન રહેવામાં જ જાણે ધર્મ આવી જતો હોય તેમ વર્તે છે આ બન્ને વર્ગ દિગ્ભ્રમમાં છે બાહ્ય મેલ નિવારવા પૂરતી બાહ્યશુદ્ધિની પણ આર્યશાસ્ત્રોએ જરૂર માની છે પણ એ તો શારીરિક આરોગ્ય અને ચોખ્ખાઈની દૃષ્ટિએ. એમાં જ કંઈ ધર્મ નથી. ધર્મનું મૂળ અંગ તો અંતરંગ શુદ્ધિ છે જેનું અંતઃકરણ પવિત્ર છે જે પરમ વિશુદ્ધ છે, તે જ બીજાને પવિત્ર થવાના નિમિત્તરૂપ બની શકે આથી જ ભગવાનનું સ્વરૂપ પતિતપાવન ગણાયું છે

શુદ્ધિની પરાકાષ્ઠા એ જ પતિતપાવન સ્વરૂપ આટલું સમજે તો એ માણસ પાપીને કદી હડધૂત ન કરે, પણ પાપને જ કરે અને પાપ તો ત્યારે જ હડધૂત થાય કે જ્યારે મં ગયા સનમાં મળદામ મહાત્મા વિર કહ્યું તેટલો પાપીને અપનાવવા માટે બે। અપાય આવી પવિત્રતા જળમાં નાહવાથી નથી આવતી

## મહાભારતનો પ્રસંગ

મહાભારતમાં પાંડવો તીર્થયાત્રા કરવા ગયા ત્યારે મહાત્મા

શ્રીકૃષ્ણચંદ્રે ભલામણ સાથે કડવી તુંબડી આપીને એને પણ સર્વ સ્નાનાદિ અભિષેકક્રિયા કરાવવાની કહી હતી પ્રભુની સૂચના પ્રમાણે કેમ ન કરાય? ને અક્ષરશ પાળીને પાંડવો પાછા વળ્યા અને દ્વારિકા ધીરે મોટી સભા ભરી તીર્થથી પાછા ફરેલા પાંડવોનું ભારે દબદબા પૂર્વક સન્માન કર્યું ત્યારપછી સભામાં જ પવિત્ર થયેલ કડવી તુંબડીને મંગાવી અને વહેરી શેષ કરી દરેકને એકએક શેરનો ટુકડો આપ્યો, ને પોતે પણ એક ટુકડો મોમાં નાખ્યો, પણ ભારે કડવાશ લાગવાથી પાળામાં થૂંકી ખી કૃષ્ણ પાંડવોને કહેવા લાગ્યા "યુધિષ્ઠિર! શું તમોએ તુંબડીને અભિષેક નથી કરાવ્યા?"

'અરે પ્રભુ! અભિષેકમાં જરાયે કચાશ નથી રાખી!

'ત્યારે આ કડવાશ કેમ?'

પ્રભુ! અંદરની કડવાશ ઉપરના અભિષેકથી કેમ જાય?'

'ત્યાં તમારા પાપની કડવાશ કેવી રીતે જાય? હે યુધિષ્ઠિર! જેમ તુંબડીની કડવાશ ગંગા જેવી પવિત્ર સરિતાઓનાં સ્નાનથી તેમજ મંત્રોચ્ચારથી ન ગઈ, તેમ પાણીમાં નાહવા માત્રથી આત્મા શુદ્ધ ન થાય ત્યારે આત્માની કડવાશ (પાપ) કેમ મટે?

**आत्मानदी सयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मि ।**
**तत्राभिषेक कुरु पाण्डुपुत्र न वारिणा शुध्यति चान्तरात्मा॥**
(પાંડુગીતા)

અર્થ —

આત્મારૂપી નદી સંયમી પી જળથી ભરેલ છે, સત્યરૂપ પ્રવાહ વાળી છે, શીલરૂપ કાંઠાવાળી છે, અને દયારૂપ ઊર્મિઓ (મોજાં) વાળી છે તે નદીમાં સ્નાન કરવાથી અંતરઆત્મા શુદ્ધ થાય છે—માત્ર પાણીથી શુદ્ધિ ન થાય'

યુધિષ્ઠિર કહે પ્રભુ, ત્યારે અમને પ્રથમથી કેમ ન કહ્યું?' જવાબમાં કહે છે 'અનુભવ વિના માત્ર કહેવાથી તે વખતે તમને ન સમજાત'

આવા જ પ્રકારની અણુનમજણથી લોકો ઢડ નગીના ગેરથી આવના કૂતરાસિવાડને અડકવાથી નથી અભડાતા પણ ઢેડ ભગીને અડવાથી અભડાય છ ! પાયખાના અને ગેરીઓ બગાડનાર પવિત્ર, અને તેને સાફ કરનાર અપવિત્ર ! હિંદુ રહે ત્યા સુધી અપવિત્ર, ને તે ઢેઢ મુસલમાન કે ખ્રિસ્તી થાય તો પવિત્ર ! આ માન્યતા કેટલી મૂર્ખાઈભરેલ છે તે વિચારશો

હરદ્વારનો પ્રસગ

ઘ એ ા સુરજમત મા વાડી હરદ્વારમાં સ્નાન કરવા ગયા પાપને કાઢવા માટે વારવાર ડૂબકી મારતા હતા એક મહાત્માને દેખીને તેમને ડૂબકી મારવાની સૂચના થઈ મહાત્માને લાગ્યુ કે આ બિચારાને આમા જ શુદ્ધિ સમજી બેઠો છે મહાત્માએ કહ્યુ 'ભાઈ! પાપનો મેલ કાઢવો એ તુ ધારે કે એટલો સહેલો નથી એ ધોવા માટે તો ખૂબ પરસેવો વાળવો પડશે તારા માની લીધેલા પદાર્થો પરથી આસક્તિ છોડી પ્રભુના ચરણે બધુ ધરવુ પડશે પ્રભુભજનરૂપ જળમા ડૂબવુ પડશે સમજ્યો ? આ પાણીથી નહિ પતે એક ભક્તે ભજનમાં કહ્યુ છે

અતર મેલ ભયો છે પૂરણ નિત નિર્મળ જળમા નાહે
સર્પ ડશીને દરમા પેસે, રાફડો કૂટે શુ થાયે ?
ઘાયલની ગતિ ઘાયલ ર જાણે, બીજા શુ જાણે ?
સમજ્યો, ભાઈ ?'

સુરજમત તો સાંભળીને થીજી જ ગયો બહાર નીકળી ચરણમા પડ્યો, અને મહાત્માએ બતાવ્યુ તેમ કર્યુ

બનારસમા જશો તો જોશો કે ગગાને કિનારે હજારો જાત્રાળુ સ્નાન કરી પવિત્ર ફળ પ્રાપ્ત કરવા એકઠા મળ્યા હશે, અને પડચા ઓના ટોળેટોળા જામ્યાં હશે મોટા નગરમાં શહેરીઓ જ પાયખાના અને એકનાડના તબડકા ચાલવાના રસ્તા ઉપર ફેંકે છે, અને

ગંદા શરીરને પાણીથી શુદ્ધ કરે છે બીજી બાજુ પાણી ડોળાઈ-ને કાદવથી રસ્તાઓ તો ઠીક ઉપરાંત ગંદા બન્યા હોય છે, અને એમાં મચ્છર, ડાંસ, ચાચડ, વગેરે ખૂબ ખૂબ ખદબદતા હોય છે હાલતાં ને ચાલતાં પાણી ડોળવું ને ગંગા અને ગોમતીમાં ડૂબકી મારીમારીને નદીઓને દુર્ગંધમય બનાવી દેવી એમાં જ માણસ પુણ્ય માની લે છે! કેટલી મૂર્ખતા! જે પાણીથી ગંદકી સાફ થાય એનાથી જ ગંદકી વધારવી ! આમા નથી જળવાતો વિવેક અને નથી જળવાતી સફાઈ આનું જ નામ ઘોર અજ્ઞાન ચીજમાત્રમા અતિરેક ખરાબ છે પછી એ ગમે તે દિશાનો હોય બધામાં વિવેક અને ઉપયોગિતા જોઈએ આ રીતે આપણે ઠેઠ વિવેકને આંગણે આવી પહોંચ્યા હવે હું એ વિષે પ્રસંગોપાત્ત કહીશ

બોલો

રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ

**સારાંશ**

સરળ શુદ્ધ છે જેનું, ચિત્ત ત્યાં ધર્મની સ્થિતિ,
ઘીસીંચ્યા અગ્નિની પેઠે શુદ્ધ નિર્વાણ પામશે

# વિવેક

## [પ્રવચન ત્રીજું]

પ્રિય શ્રોતાજનો,

ગત બે વ્યાખ્યાનોની પૂર્તિમાં આજનું વ્યાખ્યાન હું શરૂ કરીશ. આજના વ્યાખ્યાનનો વિષય 'વિવેક' છે

### વિવેકની વ્યાખ્યા અને મહિમા

**વિ** ઉપસર્ગ સાથે **विच्** ધાતુ જોડાઈને વિવેક શબ્દ બન્યો છે એટલે સત્યલક્ષી પૃથક્કરણ એ વિવેકની ટૂંકી વ્યાખ્યા બાંધી શકાય આ દૃષ્ટિએ જોતાં વિવેક જ ધર્મનો પારખ છે વિવેકદૃષ્ટિ જ ધર્મને પારખી શકે જેમ આત્મા વિનાનું કલેવર કશાય ખપનું નથી રહેતું અને દુર્વાસ ફેલાવે છે, તેમ જે ધર્મક્રિયામાં વિવેકદૃષ્ટિ નથી, તે ધર્મક્રિયા જીવનમાં અને જગતમાં અશાંતિ અને કોલાહલ ફેલાવે છે

આ જ કારણે દરેક ધર્મમાં વિવેકનો મહિમા એકમતે ગવાયો છે શ્રીજૈનધર્મનું 'આચારાંગ' એક સર્વોત્તમ સૂત્ર છે એનું પ્રથમનું અધ્યયન જ વિવેકમીમાંસાથી ભરપૂર છે શ્રીમાન શંકરાચાર્યે વિવેકને ચૂડામણિની હરોળમાં મૂકી બ્રહ્મજિજ્ઞાસાની વાટ દેખાડનાર ભોમિયા તરીકે સાબિત કર્યો છે નીતિકારો પણ '**विवेको दशमो निधि**' વિવેકને દશમો ભંડાર કહે છે આર્થિક, સામાજિક કે રાજકીય જેવા

કોઈ પણ ક્ષેત્રમાં જુઓ તો વિવેક વિના એક ડગલુંય નહિ ચાલે મતલબ કે વિવેકનો મહિમા સર્વત્ર વ્યાપક છે

સદ્‌વિચાર એક સુંદર સ્ફુરણા છે પણ શું તજવું, શું જાણવું અને શું લેવું એ પૃથક્કરણ તો વિવેક જ કરાવી શકે છે એટલે જો વિચાર પછી વિવેક ન ઉમેરાય તો એ વિચાર માત્ર મનમાં જ રહે, સક્રિય થવા પામે નહિ અને એથી ઊલટું જો વિવેક વિના સક્રિય થાય, તો એ ક્રિયા પ્રથમ કલા પ્રમાણે ઘાતક જ નીવડે

## હું ક્યા વિવેકની વાત કરી રહ્યો છું ?

એક મુત્સદ્દી ભેજું જે વિવેકનો આશ્રય લઈ ગજાદારી પ્રપંચમાં સરી જાય છે, એક વૈજ્ઞાનિક ભેજું જે વિવેકનો આશ્રય લઈને નિયમોનું અને પદાર્થોનું પૃથક્કરણ કરે છે, એક વ્યાપારી ભેજું જે વિવેકનો આશ્રય લઈને હજારો બંધુઓ જાણે એ ન જાણે તેવા કિમિયાથી ભૂખભેગા કરી કરોડોની પૂંજી મેળવે છે, એક સત્તાશાહી ભેજું જે વિવેકનો આશ્રય લઈને કરોડો માનવી પર સામ્રાજ્ય ભોગવે છે, તે વિવેકની વાત હું નથી કરી રહ્યો હું તો એ વિવેકની વાત કરી રહ્યો છું કે જે વિવેકમાંથી જન્મની ક્રિયા એના કર્તાને જિવાડે છે અને બીજાને જીવવા દે છે, જેના પાયામાં જીવનની અને જગતની શાંતિનો જ મંત્ર છે એવા વિવેકની પ્રતિષ્ઠા સરળતા અને શુદ્ધિ પર હશે

સરળતા અને શુદ્ધિ એ હૃદયને સંબંધ ધરાવતા સદ્‌ગુણો છે, જ્યારે વિવેક એ બુદ્ધિને સંબંધ ધરાવતો સદ્‌ગુણ છે સદ્‌બુદ્ધિ અને સદ્‌હૃદયનો સુમેળ એટલે ધર્મની રસિક ખિલાવટ આથી એ પણ ફલિત થયું કે સરળતા અને શુદ્ધિ હોવા છતાં વિવેક ન હોય તો નબળે માર્ગે લઈ જાય, અને વિવેક હોય અને સરળતા તથા શુદ્ધિનો અભાવ હોય તો એ વિવેક અનર્થ કરી નાખે હવે આ વિષયને મારે કંઈક વિશદ રીતે ચર્ચવો જોઈએ

## સાચા વિવેકને અભાવે શું?

દા. ત., દયા, દાન, કર્તવ્ય, સંપ્રદાયબદ્ધ ધર્મ, સેવા, સંયમ તપ એ બધા ઉચ્ચ કોટિના વિકાસસાધનો છે પણ એમાં વિવેક ન હોય, તો પરિણામ શું આવે તે ક્રમવાર જોઈએ

## દયામાં વિવેક

માનો કે એક કસાઈવાડે જતા એક બકરાને કે ગાયને એક મહાજન મનુષ્ય વધુ પૈસા આપી છોડાવે છે પણ પોતે બકરા કે ગાયના શરીરજન્ય પદાર્થમાંથી બનાવેલી વસ્તુઓ વાપરતાં અટકતો નથી તો એવી દયાની મહત્તા શી રહી? ઊલટું ઘણીવાર એમ પણ બને કે એ જ વધુ પૈસામાંથી પેલો બીજા બે બકરા કે બે ગાયો લાવી શકે આ બે બકરા કે બે ગાયોના નિમિત્તરૂપે તો આ દાતાનું ધન જ થયું તમે કહેશો કે પેલો એક બચાવ્યો તેનું તો પુણ્ય થયું ને? અને એ તો પ્રત્યક્ષ છે, અને કસાઈ બીજા બે લાવ્યો તે તો પરોક્ષ છે વળી એ પૈસામાંથી બીજા બે લાવે જ એની ખાતરી શી? એ પૈસા બીજે માર્ગે પણ કાં ન વપરાય? અથવા એ કસાઈ બીજી હિંસા કરતાં પહેલાં જ માનો કે સુધરી જાય, અથવા હિંસા કરે એવી સ્થિતિમાં જ ન રહે તો? વળી હિંસાજન્ય પદાર્થોના વપરાશમાં પાપ તો માનવું જ પડે, પણ તે પરોક્ષ છે જ્યારે આ તો પ્રત્યક્ષ છે કદાચ પરોક્ષ પાપ પણ પ્રત્યક્ષ પુણ્ય જેટલું જ બળવાન હોય, તોય એ ઉધાર ખાતામાં આટલું પુણ્ય જમા થયું તો ગણાય જ ને? આ બધી ચર્ચાસ્પદ વાતોનો શોધ ઉકેલ આવે એવી રીતે હું મૂળથી જ આ બાબતને સમજાવું એટલું તો નિશ્ચિત છે કે દયા એ મુખ્ય તો અંતરનો ઉમળકો છે અને જો એમ જ છે, તો એ ઉમળકો જો આત્માનો જ હોય તો જ એની કિંમત છે, નહિ તો માત્ર એ લાગણીનો ઊભરો જ ગણાય. એથી નક્કર કશું જ પરિણામ ન આવે એટલે જ જૈનસૂત્રો ભાખે છે 'पढम नाण तओ दया'—જ્ઞાન*

*૩

પૂર્વકની દયા જોઈએ। સારાશ કે અહિંસાને જોવાની આખ વિવેક છે, આપણા આ માંસમજ્જાના લોચા નહિ આ જ દૃષ્ટિએ જૈન-દર્શને હિંસાના કરવુ, કરાવવુ અને ટેકો આપવો એમ ત્રણ કરણ, અને મન, વચન, કાર્ય એમ ત્રણ યોગે કરી નવ ભેદો પાડ્યા છે આ રીતે પોતે જાતે આરભ ન કરે, પણ બીજા કરે અને પોતે વાપરે તોપણ આ ભનુ પાપ તો લાગે જ કે વળી ઘણી ક્રિયા એવી હોય છે કે જે પ્રત્યક્ષ હિંસા ન દેખાતા છતા પરોક્ષ મહાહિંસારૂપે હોય છે દા ત, એક મહાપરિગ્રહવાદી કરોડો રૂપિયા કે જે મિલ્કતમા બીજા માનવબધુઓનો કુદરતી હિસ્સો છે, તેને પોતાની પાસે સઘરી પોતાનો માલિકીહક સ્થાપે છે અને કોઈના ભના અર્થે સદ્વ્યય નથી કરતો એને પરિણામે બીજા જીવોને ભૂખમરો વેઠવો પડે છે આ હજારો માનવીનો ભૂખમરો એ હિંસા જ છે કારણકે હુ અગાઉ ના ખડમા કહી ગયો છુ કે દેશમાથી એક પણ પ્રાણની હિંસા કરવી એ હિંસા જ છે આ જ રીતે મહાઆરભવાદી, આજના નવીન યુગની દૃષ્ટિએ કહીએ, તો યત્રવાદી, હજારો માણસોના શ્રમનો યોગ્ય અને ભાઈચારાભર્યો બદલો ન વાળતા, હદ કરતા વધુ કામ લઈને તેમને પ્રત્યક્ષ રીતે કચડે છે, અને બીજા લાખો માણસોને પરોક્ષ રીતે બેકાર બનાવે છે, તે મહાહિંસા જ છે આથી જ જૈનદર્શને (મહાઆરભિયા ને મહાપરિગ્રહિયા) એ બન્નેને નરકના મુખ્ય કારણ ગણાવ્યા છે આજે કહેવડાવતા જૈનો જેવી માને છે, તેવી છીછરી જો જૈનધર્મની અહિંસા હોત, તો એ તો કાયરોનો કાયરતા પ્રુપાવવાનો પડદો જ ગણાત જૈનધર્મની અહિંસા એ તો વીરની અને તે પણ વિવેકી વીરતી અહિંસા છે તે વિષે હવે તમોને સદેહ ન રહેવો જોઈએ ગાંધીજીએ એના મૂલ્ય મૂલવવાની ભગીરથ સાધના ખેડવા માંડી છે હુ ગત ખડમા કહી ગયો છુ એનો એક વખત પુનરુચ્ચાર કરીને કહુ કે યત્રવાદ અને પરિગ્રહવાદને પોષણ આપી આપીને માત્ર કીડીકથવાઓને અને તે પણ માત્ર ધર્મસ્થાનકોમા,

જોઈ જોઈને ચાલનારની અહિંસા કે જીવદયા માત્ર હાસ્યરૂપ છે
આ વાક્ય કહીને હું એમ નથી કહેવા માગતો કે કીડી મચ્છરાદિ
જીવોને ન બચાવવા! હું તો એ કહું છું કે કીડીને બચાવવાની ખરી
લાગણી ઉદ્ભવી છે, એની ખાતરી તો એનું પારદર્શક જીવન જ
કરી આપશે. એટલી હદ સુધી પહોંચનાર અહિંસક માનવીના એક પણ
પ્રાણીને દુભાવવાનો પ્રસંગ જ ફરી ફરી કેમ યોજી શકે? મનુષ્યપ્રાણી
દેહવિકાસમા સર્વોપરિ પ્રાણી છે એનું એને ભાન કેમ ન રહે?
આવો મનુષ્ય પશુહિંસાજન્ય પદાર્થોના ઉપયોગની કલ્પનાથી જ કેમ
ન કાંપી ઊઠે! આવા પુરુષનું ચારિત્ર જ એવું હોય કે જેની છાયામાં
પશુમનવાળો સમર્થ પુરુષ પણ અંજાઈ જાય, એટલું જ નહિ પણ
કંઈ ને કંઈ શુભ પ્રેરણા પામી જાય. આથી તમો સહેજે સમજી
શકશો કે આટલે ઊંચે જનારા અહિંસકને સૌથી પ્રથમ વિવેકની
જરૂર પડે છે. સત્ય, શ્રદ્ધા, સંયમ, અને તપ વિના આટલે ઊંચે
જવાય જ નહિ. એને વિવેકની આંખની સાથે સંયમ અને તપરૂપી
પાંખો પણ જોઈએ જ. સત્યનું લક્ષ્ય તો કદી ચુકાવું જ ન જોઈએ.
પણ આ બધા અંગોને વિષે હું ક્રમપૂર્વક કહેતો રહીશ.

## દાનમા વિવેક

આ જ રીતે દાનમા પણ વિવેક જોઈએ. દાનમા સૌથી મોટું
દાન અભયદાન છે. 'दाणाण सेट्ठं अभय पयाणं'–सूयगडांगसूत्र
અને જે અભયનો ભંડાર હોય તે જ અભય આપી શકે એ તો ઘણી જ
ઉચ્ચ કોટિની વાત થઈ. બીજી રીતે તપાસીએ તો મનોદાન, વચનદાન,
શરીરશ્રમદાન, અન્નદાન, જ્ઞાનદાન કે સાધનદાન, એવો ક્રમ છે. પણ એક
મનસ્વી પોતાના વિચારોનો પ્રવાહ વાણીદ્વારા જે પાત્ર પરત્વે ઠાલ-
વે છે તે પાત્રને એની શી અસર થાય છે? આટલું ન જુએ તો એથી
ધારેલો અર્થ ન સરે, એમાં કશી નવાઈ જેવું નથી. એક વ્યાખ્યાતા
પોતાની વાણી જે શ્રોતાઓને સંભળાવે છે તે સંબંધમાં પોતાની
અને ઝીલનારની યોગ્યતા કેવી અને કેટલી છે? એનું પરિણામ શું

ધ્રજે છે અને ચ્યુ આવે છે? આટલુ ન તપાસે તો આધ્યાત્મિક ઉપદેશના થયેલા અજીર્ણથી સમાજની આજે જે દુર્દશા થઈ છે, તેમા જ વધારો થાય તે સ્વાભાવિક છે આ જ રીતે તન, મન અને સાધનોના સબધમા વિવેકનો આશ્રય ન લેવાય, તો કેટલો અનર્થ થાય એના પ્રત્યક્ષ રૂપ આપણી યત્રવત્ ચાલતી પાજરાપોળો દેવળો મઠો અને મદિરો છે તેમાં તનબળ, મનબળ અને સાધનબળ જેટના પ્રમાણુમાં વપરાય છે, તેટલા પ્રમાણુમા તેજસ્વિતા ખીલી ઊઠતી નથી, પણ નિસ્તેજતા દેખાય છે હુ જરા આગળ જઈને કહુ તો આજની ચાલતી વણીખરી નામધારી 'જ્ઞાનસસ્થા'ની પણ એ જ દશા છે

સસ્થાઓના સબધમા તમે ટ્રસ્ટ ડીલ કરશો કે કાર્યકરોમા આવડતની ખામી, ગેરવ્યવસ્થા, માહોમાહે કુસપ અને દાતાઓની દાનવૃત્તિ પાછળની નામની કામના પોષવાની મનોવૃત્તિ એમાં કારણભૂત છે પણ જો એથીય ઊંડે જશો તો હૃદયશુદ્ધિ અને વિવેકનો અભાવ જ એનુ મૂળ કારણ જડી આવશે પાજરાપોળ, દેવળ, મઠ, મદિર, ઉપાશ્રયો વગેરેની આજે જરૂર નથી, એવા મતનો હું નથી હુ તો એમ જ કહું છુ કે વિવેકના અભાવે જ આજે એ સસ્થાઓ વિકૃત થઈ ગઈ છે, અને દાનપ્રવાહ અપ વ્યયના ખૂરા હાથારૂપ બની ગયેલ છે વિવેકનુ તત્ત્વ દાખલ થતા જ આ બધી સસ્થાઓના વાન સાવ જ પલટી જશે આજે ત્યા છૂપી રીતે પરિગ્રહવાદનુ પોષણ થાય છે, એને એ જડ ખોખારૂપ છે પણ વિવેકદષ્ટિએ તો સમજ યુક્ત અતઃકરણ જેમા ભળેલુ હોય એવી સક્રિયતાની જ કિંમત અકાવાની એટલે આપોઆપ એમના દેહાર પર ચૈતન્યની પ્રતિભા ઝળકી ઊઠશે અને એ એક એક સસ્થા માનવતામાં ટેકો આપનારી થઈ વિશ્વની સેવામાં મહાઉપયોગી નીવડી પડશે કૃષિમાં તો પશુવન પ્રધાન સાધન છે, એટલુ સહુ કોઈ જાણે છે પણ એ માનવીમાં ઊંડે સુધીના પ્યાર અને કૃતજ્ઞતાનાં મહાતત્ત્વોની પણ શિક્ષા પૂરી પાડે

છે એ ભૂલવા જેવું નથી પાંજરાપોળ એ માત્ર પ્રાણીઓને સંઘરવાની જ જોગ નથી, પણ પ્રાણીઓને પાંગળાપણાની ખોટ પૂરી પાડી ઉન્નત જીવન જિવાડનારી અને એનો ભાર એ ઉપાડી શકે એવી ભાવનાઓ દ્વારા સ્પષ્ટ પહોંચાડનારી સંસ્થા છે દેવળો કોઈ ગીતડાં ગાવાના કે પોપટિયા ઉચ્ચાર કરવાના સ્થળો નથી, એ તો સંસ્કૃતિની જીવન પરબો છે મઠો એ કોઈ ખાખી કે લંગોટિયા બાવાના અજ્ઞાનમૂર્તિ અખાડા કે દુરાચારના સ્થાન નથી પણ જ્ઞાન અને સદાચારના સક્રિય નમૂના ઓ છે મંદિરો એ કોઈ પાષાણના પૂતળાં ને શણગારવાનાં સ્થાનો કે પૂજારીઓનાં માલપાણી માટેનાં તૈયાર રસોઈખાના નથી પણ કળા, પ્રેરણા, ભક્તિ અને પવિત્રતાના પદાર્થપાઠ આપનારાં સ્થૂળ રૂપકો છે ઉપાશ્રયો એ સાધુપુરુષોનાં વ્યાખ્યાનો થયા બાદ ગપ્પાં મારવા માટે ગમે તેવી વિકથાઓના ગોળા ગબડાવવા કે આરામગાહ માણવા માટેનાં વિશ્રાંતિસ્થાનો નથી તે તો સાધના કરવાવાળા સાધુસંન્યાસીઓ, સંયમીઓના આત્મસાધના કરવાનાં પ્રશાંત અને પવિત્ર પ્રાર્થનાભવનો છે પણ આ સ્થાનોમાં વિવેકતત્ત્વ વ્યાપક રીતે દાખલ ન થાય તો ઉપર્યુક્ત દૃશ્ય કદી દેખી શકાય તેમ નથી, અને એવું દૃશ્ય ન દેખાય ત્યાં લગી તો તે સંસ્થાઓ અને સંસ્થાના હિમાયતીઓ નિષ્ફળ જ નીવડવાના જે નામધારી જ્ઞાનસંસ્થાઓ પણ પાયાની કેળવણી આપનારી સ્વાશ્રયી સંસ્થાઓ બનશે ત્યારે જ સફળ બનવાની છે પ્રાચીન શાસ્ત્રોમાં વર્ણવેલાં આશ્રમો અને ગુરુકુળો પાછળ પાયાની જ કેળવણી અપાતી હતી એમાં દૃષ્ટિ હતી, નિઃસ્વાર્થે જ્ઞાનદાન અપાતું હતું

### કર્તવ્યમાં વિવેક

કર્તવ્યમાં વિવેક ન હોય તો એક મોટી અથડામણી એ થાય છે કે એકીસાથે બેત્રણ કર્તવ્યો આવી પડે ત્યારે તેમાંથી કયું સારું એ શોધી કાઢવું કઠણ છે વળી આપણે જેમાં વધુ ભોગ આપવાનો હોય એ કર્તવ્ય પહેલું, એમ ગજે માપવા જઈએ, તોપણ ભારે ભૂલ થવાનો સંભવ છે કારણ કે આપણી દૃષ્ટિ આપભોગમાં પણ સ્થૂળ

ભોગ જ જોઈ શકે છે ઘણાં માણસો પોતાના સ્નેહી ખાતર પ્રાણની બાજી લગાડી શકે છે, પણ એથી એની મહત્તા નથી મહત્તા તો વિવેકપૂર્વક બજાવેલી કર્તવ્યતાની છે, પછી સ્થૂળ ભોગ ચાહે અલ્પ હો કે મહાન હો। ઉ ગત ખડમા એ વિષે મેઘરથ, દિલીપ, ધર્મઘોષ, તેગબહાદુર, વગેરે ઘણાં દૃષ્ટાંતો દ્વારા સમજાવી ગયો છુ

**સંપ્રદાયબદ્ધ ધર્મમા વિવેક**

વિવેકની સૌથી વધુ અગત્ય આ વિષયમાં છે જ્યારે કોઈ માનવ જાતિનો પ્રેરક પુરુષ આદર્શ હોય, ત્યારે એમની હાજરીમા એમના આદર્શ પ્રત્યે પ્રેરાયેલો જનસમૂહ વ્યવસ્થિત થાય છે અને નિયમાવલિ ઘડે છે પણ હજુ સાધ્યનાં દર્શન ન થાય તે પહેલાં જ તે પુરુષ ચાલ્યો જાય છે, તો પાછળ સ્થિતિચુસ્તતામાં રેવાયેલું લોકમાનસ તેને પૂર્ણ પુરુષ કલ્પીને જ અનુસરે છે એટલુ જ નહિ પણ ધીરે ધીરે એ નિયમો જ અને સ્થૂળ ક્રિયાકાંડો જ જાણે એનું પરમ સાધન બની રહે છે પછી એવી ક્રિયા કરતા જુદી ક્રિયા કરનારાઓ પ્રત્યે તે ઘૃણા, તિરસ્કાર કે દ્વેષ સેવતો થઈ જાય છે ત્યારે ક્લેશના બ ળે અશાંતિની પરપરા શરૂ થાય છે આ દુર્દશા આજે ઓછી મા વધુ પ્રમાણમાં ભારતવર્ષમા બહારના અને અહીના જન્મેલા સઘળા ધર્મોમા દેખાય છે માત્ર મોગલ સલતનતથી માંડીને આપણે ઇતિહાસને તપાસી જોઈએ, તો હિંદુ અને મુસ્લિમ બન્ને વર્ગ તો એકબીજાથી ભારે દૂર દૂર નાખતા રહ્યા છે ઇસ્લામધર્મના, હિંદુધર્મના, જૈનધર્મના કે ઇતર કોઈ ધર્મના તત્ત્વનિષ્ઠ મહાપુરુષોની સાચી દૃષ્ટિ આપનારાઓના ગૂઢ આશયને નહિ સમજવાથી વિરહ જ અમર સેવોમા થઈ છે, અને હજી ચાલુ છે આ એક હિંદના મહા દુર્ભાગ્ય કે આનું મોટામા મોટુ કારણ પારસ્પરિક સહિષ્ણુતાની ખામી કહેવામા આવે છે, પણ એ અહિષ્ણુતાના મૂળમા સાચી સમજની ખામી મુખ્યત્વે છે હજરત મોહમ્મદ પયગમ્બરસાહેબ જે ક્ષેત્રમા, જે કાળમા અને જે સંયોગો વચ્ચે માર્ગ કાપી રહ્યા હતા, તે માર્ગમાં

એમણે અહિંસા, એકનિષ્ઠા અને સત્યનો જ આશરો લીધો હતો. એમણે તો પાક કુરાને શરીફમાં ભાગ દઈને ચાર મનાઈ કરી છે

(૧) કુરાન ફાડીશ નહિ, (૨) મસીદ તોડીશ નહિ, (૩) વ્યભિચાર કરીશ નહિ, અને (૪) દારૂ પીશ નહિ છતાં કદાચ કોઈ વિશિષ્ટ આપત્તિમાં તેમ કરવું પડે તો ઇસ્લામધર્મ ક્ષમ્ય ગણે છે પરંતુ કોઈના દિલ દુભાવવાની તો કોઈ પણ આપત્તિમાંય તે સખત મના કરે છે આથી ઇસ્લામધર્મની અહિંસા માટેનું પ્રબળ પ્રમાણ બીજું શું જોઈએ? શું આવો પાક ધર્મ પોતાના જ ઈન્સાન-બન્ધુનું ખૂન કરવા સૂચવે? નહી જ નહિ છતા એમ થાય છે એનું કારણ વિવેકની સાચી સમજની ખામીમાં જ છુપાયું છે જોકે હિંદુ શબ્દની વ્યાખ્યા એટલી વિશાળ છે કે એમાંથી આપણે મુસ્લિમ બંધુઓને બાકાત રાખી શકીએ તેમ નથી, અને બાકાત રાખવા જઈએ તો હિંદુ કોને ગણવા એ જ મહાપ્રશ્ન થઈ પડે આનો નિવેડો આપણને આપણો વિવેક અને હૃદયશુદ્ધિ જ આપી શકે, બીજા કશાનું ગજું નથી એટલે મારું તો તમને એ જ સૂચન છે કે દ્વેષને પ્રેમથી પિગાળી પાણી બનાવો અને આજે હું જે વસ્તુઓ તમારી સામે મૂકી રહ્યો છું તે એ જ માર્ગની સૂચક છે.

## સેવામાં વિવેક

સેવામાં વિવેક ન હોય તો ભારે ગજબ થાય, એ તો તમે જાણો છો. પ્રથમ ખંડમાં પરોપકારવિષયક પ્રવચનમાં હું એક પોચાપંડિતનું ઉદાહરણ આપી ગયો છું બાળકો એ રાષ્ટ્રની ભાવિ મહાસંપત્તિ છે એમના તરફ માતાઓની લાગણી ઓછી નથી. પણ વિવેકને અભાવે કાં તો એ લાડ લડાવે છે, ખૂબ ખવડાવે છે, અને કાં તો છેક જીવન રસવિહૂણું શુષ્ક બનાવી મૂકે છે એટલે બાળકો ગી, બિમાર અને એકતપેટી પ્રજા પાકે છે આ જ રીતે એક એક સેવાસંસ્થામાં વિવેકની ખામીથી ભારે ગુંચવણ ઊભી થઈ છે લગ્નજીવનમાં કાં તો

વિલાસ અને સ્વચ્છંદતા અને કાં તો જડતા અને નિષ્ક્રિયતા વધતા જાય છે સાધુસંસ્થા પણ આ કાળની અસરથી છેક વિમુક્ત નથી એમના વિષે તો મે અનેકવાર ઉલ્લેખ કર્યો છે આ બધી સંસ્થાઓની સેવા કુસેવા થતી અટકાવવાને, અથવા તો વ્યવસ્થિત અને સંગઠિત બનાવવાને માટે વિવેકભરી તાલીમની જરૂર છે

## સંયમમા વિવેક

સંયમમા વિવેક ન હોય તો સંયમ શૂન્યવત્ બની રહે છે દા ત, એક માણસે અમુક પ્રકારની પ્રતિજ્ઞા કે સંકલ્પ કર્યા કે હુ આ વસ્તુ નહિ વાપરુ અથવા આ ક્રિયા નહિ કરુ પણ જો એનામા ધરમૂળે શ્રદ્ધા અને જ્ઞાન (પુસ્તકિયા નહિ પણ અતરનુ) નહિ હોય, તો એ ખોખામાથી કોઈ પ્રાણ નહિ પાગરે દા ત અતરને કલુષિત કરનારી વેરવૃત્તિઓ, વૈમનસ્યભાવ, મમત્વ, સ્વાર્થાધતા, વગેરે વગેરે આંતરિક દોષોના ભયંકર પરિણામ વિચાર્યા પછી એને તજવા માટે અમુક સમય પર્યંત પ્રતિજ્ઞા લેવાય, અથવા બહારનાં સ્થૂળ વ્યસનો–જેવા કે ચાખીડી જેવા પદાર્થની અમુક વખત માટે પ્રતિજ્ઞા કરાય પણ જો આ પ્રતિજ્ઞાનો ઉદ્દેશ આખર તો એ પદાર્થથી સર્વથા છૂટવાનો છે એવા વિવેકપૂર્વક જો પ્રતિજ્ઞા નહિ કરાઈ હોય તો પ્રતિજ્ઞાનો કાળ પૂરો થતાં પહેલા મનથી અને પ્રતિજ્ઞાનો કાળ પૂરા થયા પછી વપરાશમાં ડબલ જોર ભેળવવાનું એ વિષે હુ ખૂબ કહી ગયો છુ, અને હજુ કહેવાનો છુ એટલે અહી એની લાબી ચર્ચા નહિ કરુ મારી દૃષ્ટિએ તો કહુ તો સયમ એ નૈસર્ગિક રસપ્રાપ્તિ' સ્વત લાગે છે, અને જીવનનું ધ્યેય સયમધર્મ છે, ભોગધર્મ નહિ, એવી અખડ પ્રતીતિ કરાવ છે પણ પ્રથમ તો એને ચુસ્તપણે વફાદાર રહેવુ રહ્યુ!

## તપમા વિવેક

સયમનુ ફળ તપસ્યા છે તપમાં સેવા સમાઈ જાય છે ત્યાગ પણ સમાઈ જાય છે પણ તપ એટલે ઉપવાસ કે અમુક બાહ્ય પદા-

ચોના ત્યાગમાં જ ઇતિસમાપ્તિ પામે છે એ ભ્રમ ભૂલી જવો જોઈએ જે તપની સીધી અસર વૃત્તિના નિરોધમાં આવે છે તે જ સાચી તપશ્ચર્યા છે. બાકી માસ, બે માસ, ત્રણ માસ જેટલા લાંબા કાળના નિરાહાર સેવનારા મળતા હોય તો છે, પણ તેય ઘણા મળી રહે છે પરંતુ મર્કટ જેવી ચંચલ વૃત્તિની ઉપર કાબૂ રાખનારા અને મનને કાબૂમાં રાખનારા તપસ્વી વિરલથીય વિરલ છે. લાખ્ખોની ત્યાગનારા જૈનો આજે પુષ્કળ છે પણ નિર્દય કૃપણી અને મહારંભ તથા મહાપરિગ્રહ પર વિવેકપૂર્વક હૃદયથી જ અંકુશ મૂકનારા અત્યંત વિરલ છે. ભગવાન મહાવીર દીર્ઘ તપસ્વી કેવળ ઉપવાસ માત્રથી નહોતા, પણ એ ઉપવાસની સહજતા એમણે અંતરંગ દુશ્મનોનો વિજય કરીને સ્વયંસિદ્ધ કરી હતી તેથી હતા. જૈનસૂત્રો જોર દઈને ભાખે છે કે नो इह लोगट्ठायाये तव महीट्ठिज्जा नो परलोगट्ठायाये तव महीट्ठिज्जा, नो कित्तिवन्नसद्दसिलोगट्ठायाये तव महीट्ठिज्जा अर्थात् કે આલોકના કે પરલોકના સુખને અર્થે તપ ન કરો, તેમ કીર્તિ, શ્લાઘા કે માનાદિ માટે પણ તપ ન કરો. પણ એકાંત આત્મશુદ્ધિ માટે જ તપશ્ચર્યા કરો. બીજા કષાય હેતુ સારું નહિ પણ કેવળ નિર્જરાર્થે જ તપશ્ચર્યા વિધેય છે. તપ એટલે મળને બાળનારી ભઠ્ઠી. એ હેતુ વિનાની તપશ્ચર્યા બાલતપશ્ચર્યા છે. એથી બહુબહુ તો સ્વર્ગીય ભોગસામગ્રીમાં રાચવાની શક્તિ સાંપડે, પણ અંતરશુદ્ધિ તો ન જ સાંપડે! આલોકનાપીપણું પણ ન જ છૂટે. આ બધું કહીને તપશ્ચર્યા તરફ જેમનું મુખ્ય વલણ છે એવાઓને નિષેધતો નથી, પણ વૈરાગ્યની ચેતવણી આપું છું. સંભવ છે કે જે કશુંય નથી કરતા, તેના કરતાં આ વર્ગ કોઈ અપેક્ષાએ આગળ હોઈ શકે. પણ જેમ આગળ જવાની સંભાવના છે, તેમ અહંવૃત્તિ અને મિથ્યાભિમાનની પણ ભારે સંભાવના રહેલી છે. એટલે આમ કે તેમ કશું એકાંતે કહી શકાતું નથી. મારા કથનની મૂળ મતલબ તો એ છે કે તપશ્ચર્યાના હિમાયતીઓ વિવેકના તત્ત્વને ભેળવવાનો પુરુષાર્થ કરે. એ

પુરુષાર્થથી આપોઆપ એમને નક્કર સત્ય સ્વય સૂઝશે તપ વિષે હુ ખાસ વિષય જ લેવાનો હોઈ, હાલ આટલેથી જ અટકુ છુ

**સાર**

આ બધી વાતો પરથી હવે તમે સમજી શક્યા હશો કે વિવેક-બળ બધા આધ્યાત્મિક બળોનો પાયો છે

જૈનસૂત્રોએ આ વિવેકને ઉપયોગ તરીકે ઓળખાવી ભારે કમાલ કરી છે

**उड्ढ सोत्ता, अहो सोत्ता तिरियं सोत्ता वियाहिया ।**
***तेण सोता वियाहिया जेण सगति पासह ॥*** શ્રીઆચારાગ
**जय चहे, जय चिट्ठे, जयमासे जय सए ।**
**जय भुजंतो भासतो, पावकम्म न बधई ॥** શ્રીદશવૈકાલિક

અર્થાત્ નીચે, ઊચે, અને તીરછી ત્રણે દિશામાથી પાપપ્રવાહ ચાલ્યો જ આવે છે, પણ જ્યા જેટલી આસક્તિ ત્યાં જ તેટલું બધન છે

માટે ચાલવામા, ઊઠવામાં, બેસવામા, સૂવામા, ખાવામાં અને બોલવામાં જે ઉપયોગપૂર્વક વર્તે છે તે ક્રિયા કરવા છતા પાપ કર્મથી બધાતો નથી જેમ તાળાને વારવાર ખખડાવવાથી કે ખેચ વાથી પણ કૂચી વિના ઊઘડતુ નથી તેમ ધર્મક્રિયાની સાધના ચાહે તેટલા જોરથી કરવામા આવે પણ વિવેક ન હોય તો આત્મવનનો ખજાનો ખૂલતો નથી વિવેક અર્થાત્ ઉપયોગના ગજે માપતાં ગમે તે ક્ષેત્ર—પછી તે સામાજિક, આર્થિક કે રાષ્ટ્રીય ગમે તે હો—સહેજે અબાધક બની રહે છે, અને ઉપયોગના અભાવે બાધક બની રહે છે, પછી ઉપયોગના અભાવે બાધક તુરત ન લાગે તો આખરે બાધક જરૂર બની રહે છે

વૈદિક ગ્રથો પણ આ જ દષ્ટિએ ધર્મનુ સ્થાન અર્થ, કામ અને મોક્ષ કોઈ પણ પુરુષાર્થમા જ પ્રથમ મૂકે છે

ઊઠતા ચાલતા ખાતા બોલતા બેસતા સૂતા
જાગ્રત વર્તતી જેની તેને પાપ ન પીડશે '

# 'સદ્ધર્મ–શ્રુતિ–દુર્લભ'

[ પ્રવચન ચોથું ]

ધર્મજિજ્ઞાસુઓ !

અત્યારસુધીનાં આ સત્રનાં વ્યાખ્યાનોમાં સદ્ધર્મના અંગે વિષે કહી ગયો છું. આજે 'સદ્ધર્મ–શ્રુતિ–દુર્લભ' વિષે કહેવાનો છું. જૈનસૂત્ર એમ કહે છે – **मानुस्सं विग्गहं लद्धुं सुइं धम्मस्स दुल्लहा**–' એટલે કે માનવદેહ મેળવ્યા પછી પણ સાચા ધર્મની શ્રુતિ દુર્લભ છે. અહીં શ્રુતિ માત્ર સાંભળવાના જ અર્થમાં નથી, પણ સાંભળીને અવધારવાના અર્થમાં છે. જો માત્ર સાંભળવાના જ અર્થમાં હોત તો 'માનવદેહ'ને એ વાક્ય અર્થગંભીર કે રહસ્યયુક્ત ન ગણાય. પશુને પણ કાન છે એટલે તે સાંભળે છે, પરંતુ અવધારીને અમલ કરવા માટે મનુષ્યદેહમાં જે સામગ્રી છે, તે પશુદેહમાં નથી. માટે જ 'માનવદેહ મેળવ્યા પછી' એ વાક્ય યોજવામાં આવ્યું છે.

હવે પ્રશ્ન એ થશે કે સાંભળીને અવધારવું દુર્લભ શાથી?

દુર્લભ એટલા માટે કે માનવીમાં રહેલી મેલી ઇચ્છા એને સાચી વસ્તુ હૃદયે ધરતાં રોકી રાખે છે. એથી એની સાચી વાતો ચર્ચાતી હોય ત્યાં એ જઈ શકતો નથી. પણ એને નિરર્થકનામની અને નિંદાની વાતો હોંશે હોંશે સાંભળવી ગમે છે અને એ માટે એ તન, મન, ધન અને સમયની ખુવારી કરતાં અચકાતો નથી. એ જ

રીતે એને ખુશામત ખૂબ ગમે છે પણ કોઈ નગ્ન સત્ય સંભળાવે તો એ જલદી ઉશ્કેરાઈને ઊલટો સત્ય કહેનારની સામો થતાંય લાજતો નથી

## રા' માંડલિક

રા' માંડલિકના નામથી તો તમે સારી પેઠે પરિચિત છો નાગબાઈએ રા' માંડલિકને તેના ધર્મની વાત વારંવાર સંભળાવી, પણ તે ન અવધારી શક્યો જોકે એ ડાહ્યો અને કુશલ રાજવી હતો, પણ 'ભેવી ઇચ્છા જોર કરે કે કુબુદ્ધિ ફરી વળે ત્યારે ડાહ્યો માણસ પણ વિવેક ભૂલે છે અને ખત્તા ખાઈ બેસે છે એ વાતનો પ્રસંગ આ જાતનો છે

## મોણિયામાં માંડલિકનું ભભકતું સ્વાગત

સૌરાષ્ટ્રમાં આવેલા મોણિયા ગામમાં તે વખતે ચારણોની જ ખડીણી વસતી હતી ચારણોને માંડલિક પ્રત્યે ભારે સદ્ભાવ હતો વારંવાર એ મોણિયા ગામમાં પધારવાની એમને વિનંતી કરતા એકદા રા' માંડલિકે તે સ્વીકારી ગામલોકોએ ભાવભીનો સત્કાર કર્યો નાગબાઈ એ ગામની ગામમાતા હતી જોબનવયે જ એણે પતિનું છત્ર ગુમાવ્યું હતું, પણ 'છે વેર યે વધુ વિમળતા, બહેન! સૌભાગ્યથી કર્યું' એ પંક્તિને એણે જીવનમાં ઉતારી હતી સતીત્વને પ્રભાવે એના રોમે રોમમાં સ્ત્રીતેજ ઝળકતું હતું દેવાના વણાજ હેતથી એણે રા' માંડલિકને પોતાને ઘેર નોતર્યા એના પુત્ર નાગાર્જુનની સ્ત્રી રૂપવતી રા'ને કંકાવટી કૃતઠામ લઈને વધાવવા માટે આવી

## રા' ભાન ભૂલ્યો

મશરૂના આછા સાળુમાંથી રૂપવતીનું મોં જોતાં જ રા' માંડલિક ભાન ભૂલ્યો એની દૃષ્ટિ વિષમય વિકૃત બની ગઈ સોળ વર્ષની નવયૌવના રૂપવતીના અંગપ્રત્યંગોમાંથી ઝરતા લાવણ્યે એને મુગ્ધ બનાવ્યો રૂપવતી પોતાના રક્તવર્ણા કુસુમકોમળ હાથથી જેવો

કુંકુમચાંદલો કરવા ગઈ, તેવું જ રા' માંડલિકે મુખ ફેરવી નાખ્યું

રૂપવતીએ માન્યું 'કદાચ આ ક્રિયા માટે મુહૂર્ત બરાબર નહિ હોય, એટલે રા'એ મોં બીજી દિશાએ ફેરવ્યું હશે' રૂપવતીને ખબર નહોતી કે રા' બિચારો એના રૂપમાં પતંગ બની પોતાને ભૂલી ગયો હતો!

રૂપવતીએ તો જે દિશા તરફ રા'નું મોં હતું, તે બાજુ જઈ ચાંદલો કરવા માંડ્યો, પણ રા'એ તો ફરીને મોઢું ફેરવી નાખ્યું. એટલે રૂપવતી વિમાસણમાં પડી ગઈ

નાગબાઈ સામજ બેઠાં હતાં એણે રા'ને સામેથી માપી લીધો હતો

'મા! રા' તો ફરે છે શું કરું?'' રૂપવતી બોલી

'રા' નથી ફરતો, બેન! રા'નો દી ફરે છે,'' નાગબાઈએ જવાબ વાળ્યો અને રા' માંડલિક બા સામે જોવા લાગ્યો હવે નાગબાઈથી ન રહેવાયું

## દેવી નાગબાઈની શિખામણ

" માંડલિક! માંડલિક! કુંકુમચાંદલો અને ઓવારણાં નથી ગમતા? તને શું જોઈએ છે?'

'રૂ-પ-વતી- આટલા શબ્દો નિર્લજ્જ થઈ મહામહેનતે એણે ઉચ્ચાર્યા તો ખરા પણ નાગબાઈનું તેજ જોઈ એ ધ્રુજવા લાગ્યો 'માંડલિક! માંડલિક! તું પ્રજાનો પિતા છો દારૂમાંસના શોખમાં વહેતા લોહીને લીધે ચામડી પર ભભકતા ક્ષણજીવી રૂપમાં તારા ધર્મને ભસ્મ ન કર' પણ રા' માંડલિકે હઠ ન છોડી 'રહેવા દે! હજુ કહું છું ચેતી જા બાપ માંડલિક! સોનાના ચણા મોંથી ન ચવાય માટે હઠ છોડી દે—' નાગબાઈએ કહ્યું.

## સોરઠા

ગવલુ ત્રિયા રામની, સો રીંગેલ સરદાર,
ઇનો ઈ આ સાર, મન છે તારે માડલિક ૧

કડકડિયો રોટો કઠણુ ખાયે તો ખવાય
પણ સાણ્યા નો સવાય, મોય લોઢાના, માડલિક ૨

મળવું નથી મોણિયુ, ભડ જૂનો નહી ભાગ,
અધવચ અતરિયાગ, મારીશ કાકા, માડલિક ૩

ગંગાજળ ગરવા ધણી, આ વાતું ઘટે ન વીર,
હીણી નજરું હમીર, માવતરે ન હોય, માડલિક ૪

ગઢ જૂનાની પોળ, દામોકુંડ દેખીશ નહી,
રતન પડશે રોળ, સુ સભાળે, માડલિક ૫

દરવાજે દરવાન, રા'ના કાંઈ રહેશે નહી,
પડેરેગીર પઠાણ, મહમદશાના, માડલિક ..૬

ભૂલ્યો રાજા ભીંત, નાગલને નમ્યો નહી,
નસીબ ફરેલા નીત, શું સભાળ, માડલિક ૭

ભણવું તું એટલું ભણ્યું સધીએ કરીને શાન,
હવે માનવું હોય તો માન, નકે મરણ્જ તારી માડલિક ૮

ચુડાસા ચારણતણું, વાતુ માને વીર,
નેવા તણા આ નીર મોભે ન ચડે, માડલિક ૯

માંડલિકને કયા સાભળવુ હતુ! શાનુ સાંભળે? કુબુદ્ધિની સવારી હોય ત્યારે આ કરાય કે આ ન કરાય એ કર્તવ્યાકર્તવ્યનુ ભાન જ રહેતું નથી

મંદોદરીએ રાવણને સમજાવ્યું હતું 'આ સીતા નથી ઊંચકી લાવ્યો, પણ તારું મૃત્યુ નોતરી આવ્યો છુ, માટે એક પળ પણ થોભ્યા વિના એને રામને હવાલે સોંપી દે' વિભીષણે પણ સમજાવવામાં મણા ન રાખી પણ ન માન્યું તે ન જ માન્યું કારણ કે ખરે જ મૃત્યુ અને અધઃપાત નિર્માઈ ચૂક્યાં હતા

કંસે પોતાની બહેન દેવકીજીની ખરી વાત કાને ન ધરી પરિણામે જેને મારવા મથતો હતો, એને જ હાથે મરાયો

ભગવાન કૃષ્ણ વિષ્ટિકાર બનીને દુર્યોધનને સમજાવવા લાગ્યા 'માત્ર પાંચ જ ગામ પાંચ ભાઈઓને આપી દે તો હું પાંડવોને સમજાવું અને આ ભયંકર થવાનો માનવસંહાર અટકી જશે." "પાંચ ગામ તો શું? પણ સોયની અણી જેટલો ભાગે ય લડાઈ વિના નહિ મળે," ઉદ્ધતાઈથી દુર્યોધને રોણો માર્યો "ગોવાળને તે રાજકારણનું શું ભાન હોય?" પરિણામે કુરુક્ષેત્ર પર મહારૌદ્ર તાંડવ મંડાયાં અને લોહીની નીકો ચાલી ભીષ્મ અને દ્રોણ જેવા મહાભડવીરો ભક્ષાઈ ગયા આ દારુણ યુદ્ધ પછી ભારત દુર્બળ બન્યું કુરુક્ષેત્રમાં હજુ એવા સંસ્કારો ભર્યા છે કે ત્યાં જનારની હિંસક વૃત્તિ ઊછળી આવે'

જો દુર્યોધને ભગવાન કૃષ્ણનું વચન માન્ય કર્યું હોત તો? જો રાવણે મંદોદરી અને વિભીષણનું વચન અવધાર્યું હોત તો? જો કંસે દેવકીની પ્રેમાળ આજીજી દિલે ધરી હોત તો? પણ કવિ કહે છે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'

ખરે જ રા' માંડલિકની નાશની નોબત ગગડી રહી હતી, એટલે એણે નાગબાઈની શિખામણને અવગણી નાખી અને સતીનો શાપ વહોર્યો

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય
મૂઆ ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય

### અત્યત ભયકર પરિણામ

પરિણામ એટલુ તો ભરકર આવ્યુ કે 'દામોકુડ દેખીશ નહિ' એ સતીનુ વચન સાચુ ઠર્યુ ર' માડલિક જૂનાગઢ પહોચે તે પહેલા તો મહમદશાહે ઘેરો ઘાલ્યો હતો યદ્ધ થયુ અને માડલિક હમેશ માટે જૂનાગઢ ગુમાવ્યુ એટલુ જ નહિ પણ તે બેભાન થઈ ગયો, 'જોયુ ન જાય' એવા એના બૂરા હાલહવાલ થઈ ગયા, અને એના મોતના માથે કાળી ટીલી રહી ગઈ

રા' માડલિકની આ દુર્દશાનુ બયાન તો તમે બધાએ ચિત્ત દઈને સાંભળ્યુ પણ શ્રોતાઓમાથી જે કોઈ ધડો લઈને પોતાના જીવનમા 'बालादपि सुभाषित ग्राह्य' સૂત્ર વણી લે, તેણે જ એ ખરુ સાભળ્યુ ગણાય

નદીસૂત્રમાં શ્રોતાઓના અનેક પ્રકારો વર્ણવ્યા છે તેમા એક પ્રકાર ઘડાની સાથે સરખામણીનો છે જે ઘડો તળિયેથી જ ફૂટેલો હોય, તેને ભરવાથી તે એક જ સ્થળે પડચો હોય ત્યા સુધી તો ભરપૂર લાગે, પણ ઉપાડતાં જ પાણી સરી પડે તેમ કેટલાક શ્રોતાઓ સાભળે ત્યાં લગી તરબોળ રહે, સ્થાન છોડે એટલે કશુ જ નહિ વળી જે ઘડો વચ્ચેથી કાણો હોય તેમા થોડુ પાણી ટકે ને બીજુ બહાર ચાલી જાય તેમ કેટલાક શ્રોતાઓ સાભળવામા એક ચિત્ત જ ન રાખી શકે, એમનુ ચચળ ચિત્ત જ્યાંત્યા ભમતુ હોય એટલે થોડુ ઘણુ રહે અને બાકીનુ નીકળી જાય. એ જ રીતે કોઇ ઘડાનુ મો જ એનુ ઉન્મુખ હોય કે ઉપર પાણી ભલેને પડ્યાં કરે, પણ ટીપુ ય અદર જાય નહિ એમ કેટલાક શ્રોતાઓ સાભળવા તો આવે, પણ એના ચિત્તમાની મલિન વાસના એને સાચુ સાંભળવા જ ન દે ટૂકામાં કહેવાનું એ છે કે દુનિયાના ઘેરા શખનાદમા 'સત્યનો ઝીણો સૂર' સાભળવો દુર્લભ છે જેણે એ સૂર સાભળ્યો એનો બેડો પાર

### માત્ર એક વચનથી

એક બાદશાહ રાતના ગુપ્ત વેશે નગરચર્યા જોવા નીકળ્યો

હતો ત્યાં એક મહોલ્લામાં આ વચન સાંભળ્યું ' ચલના હૈ, મગર રૈના નહિ" અને એ થંભી ગયો ' હે ! જવું જ છે ! બધાને જવું પડે છે !' એક જ વાક્યે બાદશાહને ભારે વિચાર કરતો કરી મૂક્યો હા—

ચક્રવર્તી પ્રભુ ચાલ્યા ગયા, જેની અખંડ ફુરતી આણ રે,

કાજે બધાના કર્યા કોળિયા જરૂર મનમાં જાણ, નથી કોઈ રહેવાનુ.
—એના અંત કરણે સાક્ષી પૂરી

ક્ષણવારમાં એને પોતાનાં પૂર્વકૃત્યો પર ઘૃણા છૂટી ' અરેરે! કેટના અન્યાયની મૂડીથી આ બંગલા બંધાવ્યા ? અહો ! વૃત્તિ પોષવા માટે કેટલા હરામ આચર્યા ' ' બસ તરત જ પાછા વળી ગયા

હુગ્મે કહ્યું ' આજે કેમ ઉદાસ છો ? ' બાદશાહે કહ્યું ' ચલના હૈ, રૈના નહી ક્યા ? ચલના હૈ, રૈના નહી હૈ બહારે બાગ દુનિયા ચદરોજ ' આ વાક્ય બાદશાહના મુખમાં જ નહિ પણ હાડમાં જડાયુ હતું ત્યારથી એણે શેષ જિંદગી ખુદાની બંદગીમાં જ ગાળીને જીવનનો છેડો તાર્યો માત્ર એક જ વચન ' **ચલના હૈ, રૈના નહિ** '

વાત એમ હતી કે ડુંગળીનું શાક કરવા માટે બાઈએ દાસી પાસે '**રૈના**' એટલે ડુંગળી માગી દાસીએ ડુંગળીને જે ચાળણીમાં રાખી હતી, તે ચાળણીમા ડુંગળી મળે નહિ કારણકે ઉદર ડુંગળી ખાઈ ગયા હતા એટલે નિરાશ થઈને દાસી પાછી ફરીને બાઈને કહેવા લાગી, ' બાઈ! **ચલના હૈ મગર રૈના નહિ** '

આટલા શબ્દોથી બાદશાહને અસર થઈ ગઈ બાદશાહે ધર્મ-ગ્રંથો વાંચવામાં કોઈ મણા નહોતી રાખી કુરાન તો નિત્ય પઢતા મોલવીઓનાં પ્રવચનો વારંવાર સાંભળતા પણ આ વચન પહેલા આટલી ઊંડી અસર નહોતી થઈ, કારણકે સાંભળવા છતાં અવધાર્યું નહોતું

### ચંદ્રસિંહને ચીમકી

એક વખતે ઉજ્જૈનના રાણા ચંદ્રસિંહને પોતાના ભવ્ય અને શૃંગારસુશોભિત શયનગૃહમાં સૂતા સૂતાં અર્ધી રાત્રે વિચાર આવ્યા

'પૃથ્વી પર રાજાઓ, મહારાજાઓ અને સમ્રાટો તો ઘણા હશે, પણ મારા જેવો વૈભવ, જાહોજલાલી અને આવી સર્વ પ્રકારની અનુકૂળતાઓ તો કોઈને નહિ જ હોય' ગર્વમાં એણે મૂછ પર તાવ દઈને ખોંખારો કીધો પોતે સંસ્કૃતનો પ્રખર જ્ઞાતા હતો એટલે એના મુખમાંથી શંકરને શિરથી ગંગા સરી પડે તેમ વસંતતિલકા છંદમાં સુંદર પંક્તિઓ સરી પડી

**चेतोहरा युवतय सुहृदोऽनुकूला**
**सद्बान्धवा प्रणतिगर्भगिरश्चभृत्या ।**
**वल्गन्ति दन्ति निवहास्तरलास्तुरंगा**

મનોહર લલનાઓ અને અનુકૂળ મિત્રો, સુંદર સ્નેહી ભાઈઓ અને નમ્ર કહ્યાગરા નોકરો, પહાડ સમા ઉત્તુંગ ગજેન્દ્રો અને તગડા ઘોડાઓ—એના મોમાં પાણી આવી ગયાં, પણ ચોથા ચરણમાં બાકી રહેલ બધી વૈભવસામગ્રી નાખવાને મથતા, વાક્યરચના ગોઠવવામાં એ મૂંઝાયો જેમ શંકરને ડુબાડવા જતી ગંગા જટામાં જ અટવાઈ પડી, તેમ એ મંથનમાં એની વાણી અટકી પડી ખૂબ ખૂબ પ્રયત્ન કર્યો પણ ચંદ્રસિંહને ચોથું ચરણ ન મળ્યું એણે નવ વાર ફરીફરીને ઉપરનાં ત્રણ ચરણો ઉચ્ચાર્યાં દશમી વાર એ નણ ચરણો પૂરાં થયાં કે તુરત જ અચાનક અવાજ આવ્યો —'**समीलने नयनयोन हि किंचिदस्ति** ॥ એ બે નયનો મીંચાયા પછી કશું જ નથી ' એ ચરણ એને કાને અથડાયું

'આ તે સ્વપ્ન કે સત્ય'? એણે થોડીવાર આમતેમ જોયું એ વિહ્વળ થયો

'બે આંખ મીંચાયા પછી કશું જ નથી!' આ ચરણે એના

શ્લોકની પાદપૂર્તિ કરી. શ્લોકને તો ન્યાલ બનાવ્યો પણ ચંદ્રસિંહના ગર્વગિરિનાં માળખાં તૂટી પડ્યાં 'અરે કોણ છે એ ? કોણે એ ચરણ પૂરું કર્યું ?' 'મેં,' એમ કહી એક પંડિત પોતાનું મોં નીચું ઢાળીને ખડો થઈ ગયો

'અત્યારે અહીં કેમ ?'

ચોરી માટે ! મહારાજ ! વાત એમ બની કે કે હું આજ પુરીના નામાંકિત પંડિતનો પુત્ર છું મારે માટે એમણે આત્મા નિચોવી નાખીને કેળવણી આપી છે પણ મને મારા નસીબે ભુલાવ્યો કહો કે હું ભૂલ્યો કહો, કુસંગનો ચેપ લાગ્યો, અને જુગારમાં પૈસા ગુમાવ્યા એટલે આપના અગાધ ભંડાર પર મારી દૃષ્ટિ ગઈ હું મારા પિતાની સાથે રાજદરબારમાં અવારનવાર આવજા કરતો એટલે પરિચિત હોઈને છૂપે રસ્તે ઘૂસી આવ્યો પણ આપનો ખોંખારો સાંભળ્યો એટલે હું લપાઈ ગયો અને ત્યાં **चेतोहरा युवतय सुहृदाऽनुकूला, सद्बान्धवा प्रणतिगर्भगिरश्च भृत्या गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरगा** —આપના આ ત્રણે ચરણો સાંભળ્યા નવ વાર એની એક વાત સાંભળ્યા પછી મારાથી ન રહેવાયું મને એ સ્ફુરી આવ્યું અને હું બોલ્યો **सम्मीलने नयनयोन हि किंचिदस्ति** હવે આપને જે કરવું હોય તે કરો મેં મારા પાપને પરિણામે આ અપરાધ કર્યો છે, એટલે મને જે નસીબ મળે, તે સહેવામાં મને હવે લગીરે દુઃખ નહિ થાય આજે મને જગતનું ખરું રહસ્ય સમજાયું છે'

'તું ચોર ! હા, ચોર તો ખરો જ તેં મારો ગર્વ ચોરી લીધો છે એ ગુના બદલ તને આજથી મારા હૃદયમિત્ર તરીકે સ્વીકારું છું,' એમ કહી ચંદ્રસિંહે એને હૃદયથી ચાંપી જોઈતાં નાણાં આપી ભારે ઉપકાર માન્યો એના જીવનના ઉદયમાર્ગની આજથી શરૂઆત થઈ એક જ શ્લોકમાં પંડિત અને રાજા બન્નેનો ઉદ્ધાર !

પડિત ચોર મટી ખરો જ્ઞાની પ્રજામસ્કારપિતા બન્યો, રાજા વિલાસી મટી ખરો પ્રજાસેવક બન્યો જિજ્ઞાસાની ભૂમિકા હતી, એટલે આટલા જ નિમિત્તમા એના પડળ ખૂલી ગયાં

સારાશ

'મનુષ્યજન્મ મળે તોયે, સદ્ધર્મ-શ્રુતિ-દુર્લભ, જે ધર્મશ્રુતિથી પામે, અહિંસા સમતા, ક્ષમા '

'માનવતા મહામોંઘી છે પણ એનુ સત્યશ્રવણ એનાથીય વધુ મોઘુ છે, કે જે સત્ય સાભળ્યા પછી માનવહૃદયમા રહેલા અહિંસા, સમતા અને ક્ષમા પ્રગટ થાય ।'

સત્ય સભળાવનારા કોક છે
સત્ય સાભળનારા કોકમા પણ કોક છ

# સત્સંગ–કુસંગ

## [ પ્રવચન પાંચમું ]

પ્રિય જિજ્ઞાસુઓ !

**આ**જે સત્સંગના રંગ વિષે કહીશ.

કાળિયા સાથે ધોળિયો બાંધ્યો, વાન ન આવે પણ સાન આવે,—આ સાદી ગામડિયા કહેવતમાં ઘણું રહસ્ય સમાયેલું છે એનો આજના વિષયમાં સચોટ ખ્યાલ આપવા હું પ્રયત્ન કરીશ.

ગત વ્યાખ્યાનમાં જિજ્ઞાસુએ સાવધાનીને અવધારવાનું પરિણામ સુંદર આવે છે એ જોયા પછી આ વિષય તત્કાળ હાથ ધર્યો છે, એનું કારણ એ છે કે એવા ઉચ્ચ કોટિનો જિજ્ઞાસુ પણ નિરંતર સત્સંગ-પરાયણ ન રહે તો કુસંગ એને પોતાની જાળમાં કોઈ ને કોઈ રીતે સપડાવી લે એ ભય રહેલો જ છે અને એથી ઊલટું સત્સંગને પરિણામે દાનવમાંથી પણ દેવ બનવાનો સંભવ જ છે.

શ્રાવસ્તિ નામે એક સુંદર નગરી હતી. તે નગરમાં વિવિધ ઉદ્યોગો અને વિપુલ વાણિજ્યને લીધે લોકો પૈસેટકે સુખી હતા. જ્યાં બહુ ધન ત્યાં બહુ વિનાશ' એ સૂત્ર પ્રમાણે ત્યાં વિલાસના વ્યવસાય ખૂબ હતા. આ સૂત્રથી અપવાદિત એ જ નગરીમાં લક્ષ્મીધર નામે એક કરોડપતિ શેઠ રહેતો હતો. વ્યાપારીજગતમાં તેની પ્રતિષ્ઠા ઘણી જામી હતી. પોતે પ્રામાણિક, ન્યાયી, સત્યપ્રિય અને બહુ જ ઉદાર

દિવનો હતો સદ્ભાગ્યે તેની ધર્મપત્ની ચ પક્લના પણ તેની જ ખાન ાન તેવા ઉપરાંત પતિભક્તિપરાયણા સુશીલ અને શેઠથી પણ સવાઈ ઉદાર હતી શ્રી અને સગ્ગુણના સુયોગથી આ દ પતી ખૂબ જ સદ્ભાગી મનાતા, પણ એક ઊંડુ દુ ખ બન્નેને વારવાર ખિન્ન કરી મૂકતુ

ઉત્તુગ આવાસની અટારીએથી ન ારગોખા નિહાળતા, એકા સુદર શિશુને એની માતાની ગોદમાં જુએ, કે નાના બાળકના કાલા વાલા સામે નકલ કરી સુખી લેતી કોઈ માતાને જુએ, કે ચ પકલતાનુ હાસ્ય સુકાઈ જતુ દાપત્યસુખમાં વર્ષો વીતી ગયા, તોપણ એને કઈ સતાનપ્રાપ્તિ થઈ ન હતી હમેશાં સ્ત્રીહૃદય સતાનલિપ્સાથી ભરપૂર હોઇને એને વધ્યત્વ જેટલુ સાલે ઠ તેટલુ બીજુ કશુ સાલતુ નથી શેઠાણીની આ અકથ્ય મનોવેદનાની અસર વાણી અને શરીર ઉપર પણ જોઈને શેઠને પણ ઘણીવાર લાગી આવતું, પણ હિંમત રાખી તે શેઠાણીને સમજાવતા હતા 'આ નગરીનાં બાળકો તે આપણા જ છે ને? કૂખે શિશુપ્રાપ્તિ થતી એ તો આપણા ભાગ્ય ઉપર છે જો ભાગ્યમા હશે તો જરૂર પુત્રપ્રાપ્તિ થશે એ ન થાય ત્યા સુધી ગામનાં છોકરાને જ પોતાના સમજી તેમને વસ્ત્રાદિ ને ખાદ્યસામગ્રી આપી પ્રસન્ન કરો તેમના ઉપર સ્નેહદૃષ્ટિ રાખો તો સૌ સારુ થશે' પણ આવા લૂખા આશ્વાસનથી શેઠાણીનુ દિલ ક્રમે કરીને રિઝાય નહી

**સતના વચને**

એક દિવસ શેઠને ત્યા ભિક્ષાર્થે એક પવિત્ર સતપુરુષ આવી ચડ્યા ભિક્ષાન્ન લેતાં લેતાં શેઠાણીની ખિન્નતાને તેઓ કળી ગયા અને સ્વાભાવિક પ્રશ્ન કર્યો "કેમ કઇ ઊડી ચિંતામા દેખાઓ છો? તમારે ત્યાં દુખનુ તો કઇ જ કારણ નથી, અને આમ શા માટે?" નમ્રભાવે શેઠ નમી પડ્યા અને ખરુ કારણ કહી દીધુ

મહાત્માએ જરા વિચાર કરી કહ્યુ, 'એમા તમે આટલા ખિન્ન શા માટે રહો છો? તમારા ભાગ્યમા સતાનસુખ ન હોય, તો એક ઉપાય કરો તમારી સપત્તિ તો દિન પર દિન વધે છે તમારો ધધો અને પ્રતિષ્ઠા કામધેનુ જેવાં છે શ્રી અને સદ્ગુણનો સુયોગ મહાદુર્લભ છે ધન અને વિદ્યા અર્પણતાથી જ શોભે છે ખરી રીતે તો આજથી જ તમારે આગણે દાનની પરબ માડી દ્યો તેમા તમારુ કઈ ખૂટી જવાનુ નથી તમો અને શેઠાણી છૂટે હાથે આખો દિવસ જે કોઈ યાચવા આવે અને જે કાંઈ સાધન માગે તે આપ્યા જ કરો કઈ સ્પૃહા ન રાખશો પણ દિલપૂર્વક અપાતું દાન એ એવી વસ્તુ છે કે તથી તમોને આલોક અને પરલોક બન્ને ઠેકાણે લાભ થશે. લોકો દાન આપે છે પણ આપતા નથી આવડતુ દિલ અને ધન બેયના સયોગથી, બદલાની આશા વિના, અપાતુ દાન એ તો સુદર ક્રિયા છે અને તે માગ્યા વિના પણ એકનુ સહસ્રગણુ પ્રાપ્ત થાય છે એનો એનો મહિમા છે છતાં વળી એ બધનરૂપ ન થાય. તમારા સદ્ભાગ્ય હશે, તો તેવા દાનથી જ કોઈ દેહધારીની આતરડી એવી ઠરશે કે તમો જે વિના ખિન્ન રહો છો તે ફળ આપોઆપ મળી રહેશે પણ ફરીથી કહુ છુ કે તમે તો માત્ર સમજીને જ અર્પતા રહેજો, બદલાની આશા ન રાખશો.'

શેઠ અને શેઠાણી બન્નેના હૃદયમાં આ વચનો સચોટ સોંસરાં ઊતરી ગયાં, અને બીજે જ દિવસે દાનની પરબ મડાણી શેઠ, શેઠાણી અને મુનિમ એમ બધાં છૂટે હાથે દાન દેવા લાગ્યા, અને પછી તો જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ ત્યાં દીન દુખી અને અનાથ માણસોનો દરોડો પડવા લાગ્યો

## બીજુ ચિત્ર

હવે એ જ નગરીમા ધનદત્ત નામે બીજો એવો જ એક શ્રીમત શેઠ હતો તેની ભોળી પણ અવ્યવહારુ સ્રીનું નામ ગુણાવળી હતુ

ઘણે લાંબે વખતે તે દપતીને પુત્રપ્રાપ્તિ થઇ, જેનું નામ તેઓએ મદનકુમાર રાખ્યુ

એકનો એક દીકરો, અપાર સંપત્તિ, એટલે પછી પૂછવુ જ શુ ? બાળપણથી તેને ખૂબ લાડમા ઉછેરવા માંડ્યો આઠ વર્ષનો થયો એટલે શાળાએ મોકલ્યો પણ શિક્ષક શિક્ષણની ફરિયાદ લાવે, એટલે મા ઉપરાણુ કરે બાપ ટોકે ખરા, પણ શેઠાણી આગળ એ નિરુપાય થાય 'વારુ, આપણે ક્યાં ધનનો તોટો છે ? ન ભણે તો કઇ નહિ ક્યાં નોકરી કરવા મોકલવો છે ? નહિ ભણે તોય કુવારો નહિ રહે—' આવી અજ્ઞાનતાભરી વાણી અને વર્તનથી શેઠાણીનો મૂળથી જ પુત્રના ઉપર કાંઈ કાબૂ રહ્યો જ નહિ જે માબાપો પોતાનુ બાળક પોતાના લાલનપાલનનું રમકડુ માત્ર નથી, પણ એ તો રાષ્ટ્રની ચેતનાસપત્તિ છે એવો ખ્યાલ નથી રાખતા, તે પરિણામે પોતાનું સતતિનું અને દેશનું મહાન અહિત કરે છે મદનકુમારે ભણવાની મહેનત માંડી વાળી અને જેનીતેની સાથે તે ત્યાંત્યાં ટણકની માફક રખડતો થઈ ગયો સોળ વરસનો માંડ થાય તે પહેલા તો શેઠની ઇચ્છા ન હોવા છતાં શેઠાણીએ લગ્નલહાવો લેવાના કોડ પૂરા કર્યા, કરાવ્યા, અને એક ઊંચા કુલીન કુળની કન્યા સાથે તેનાં લગ્ન થયા તેનું નામ સુલોચના હતુ, અને તે યથાનામ તથા ગુણ અર્થાત્ રૂપ અને ગુણનો ભડાર હતી તે ખૂબ સુંદર કેળવણી પામી હતી ક્યા અભણ, અણઘડ અને રખડાઉ મદનકુમાર, અને ક્યા આ શિક્ષિતા, સરલ અને સુંદર સુશીલા સુલોચના!

હવે મદનકુમારની પડખે કેટલાક રખડાઉ, નાલાયક, દુરાચારી મિત્રો ચડી ગયા હતા તેઓ રોજ તેને ફરવા લઈ જાય મોઢે ખૂબ જ ખુશામત કરે અને માજશોખ તથા રગરાગ કરાવે એટલે મદનકુમારને બહુ જ ગમે પૈસાનું પાણી કરે પણ એ બિચારાને સાચાં નયન ન હતાં, એટલે આ કુસગની મદનકુમાર ઉપર ઘણી જ ખરાબ અસર થવા લાગી શેઠના દુ:ખનો પાર ન રહ્યો શેઠ

પૈસા ન આપે તો રાઇનિ શેઠાણી પાસેથી લઇ જાય. શેઠાણી આ દુરાચારી મિત્રો સાથે જવા ના કહે, પણ ગાંઠે જ શાને ? નાન પણમાં લડાવેલા લાડકોડનુ આ દુ ખદ પરિણામ શેઠાણીને ઘણું ખૂચવા લાગ્યુ પણ હવે શુ થાય ? બાજી હાથમાથી ચાલી ગઈ હતી

**મદનકુમારના અધ પતનનો આર ભ અને પરાકાષ્ટા**

વેસ્યાની માફક વાળ ઓળવા, વિવિધ તેલફુલેલ લગાડવા, ખુશબોદાર અતર ઉડાડવાં, રેશમી બહુમૂલા કપડાં પહેરી રખડવુ, એવો એ ટાળીનો ધધો થઈ પડ્યો હતો એના મિત્રો બધા એના ઉપર જ તાગડધિન્ના કરતા. હવે મદનકુમાર એ મિત્રોનુ સોગઠુ બની ગયો હતો. એ લાગ જોઈ એ મિત્રોએ એક મવતરુ રચ્યુ એ જ નગરીમા મશદૂર ગણિકા તરીકે ઓળખાતી પણ વેસ્યાવૃત્તિથી જીવતી યથાનામ તથા ગુણા એવી મદનસેના રહેતી હતી એને મળી પોતાનું મોટુ કમિશન ઠગવી નક્કી કર્યું કે તેઓ તેને એક એવો ખાજ (ભક્ષ્ય) લાવી આપશે કે તેનો બેરો પાર થઈ જાય આ મતલબમા વેસ્યા કબૂલ થઇ અને તેઓએ બીજે જ દિવસે મદનકુમારને વેશ્યાના મદિરમાં સગીતને બહાને લાવીને દાખલ કરી દીધો મદન એવો તો ભોળા દિલનો હતો કે તે વેસ્યાની કપટજાળને જરાય પણ પિછાણી શક્યો નહિ કોકિલકઠી નું સરીનુ સગીત ખૂબસૂરત ચહેરો શૃગાર પૂર્ણ પહેરવેશ, મોહક હાવભાવ અને વિકારોત્તેજક વાતાવરણમાં વિલાસી જુવાન અને સ્વચ્છદી મ ન કેટલી વાર ટકે ? પહેલા પરિચયમા એ તો પાણી પાણી થઇ ગયો મદનસેના ભારે તાલમબાજ હતી એણે આ એક જ પ્રસગથી તેને એવો તો વશ કરી લીધો કે તેને બીજે જવુ જ ગમે નહિ મ નસેનાના ખાનતાન, નખરાં અને બહારના આડબર સુનોચનામાં ન હતાં સુનોચનાના નિર્દોષ સાૈંદર્યપુજ આગળ મદનસેનાનુ કૃત્રિમ રૂપકડુ સાવ ફીકુ લાગે પણ મદનને સાચા સાૈંદર્યની પારખ જ નહોતી એ તો મદનસેનાને મેળવી આપનારનો ઉપકાર માનવા લાગ્યો, અને

## મદનસેનાની મહાજાળ

મદનસેનાએ પણ આબાદ જાળ પાથરી. મદનકુમાર પાસે કશું જ ન માગે અને મદનકુમાર પૂછે, તોપણ જવાબ વાળે "પ્રાણનાથ! આ બધું આપનું જ છે ને? હું કંઈ પૈસાની ભૂખી છું? મને તો આપનો પ્યાર છે તો બધુંય છે" બોલો મદન પ્રપંચ ન કળી શકે તે સ્વાભાવિક જ હતું. એના મનમાં તો આ કોઈ ઉમદા ખાસિયતની, નિઃસ્વાર્થ અને ખરા દિલથી ચાહનારી પવિત્ર વ્યક્તિ છે એવી જ છાપ પડી. ખાવાપીવાનું અને રહેવાનું બધું જ મનગમતું અને દાસીચાકરનો પાર જ નહિ. મદનકુમાર તો બધું પોતાનું જ માની રહેવા લાગ્યો, અને છૂટે દિલે ભોગો ભોગવવા લાગ્યો. મદનસેનાને હવે લાગ્યું કે ભાઈ બરાબર જાળમાં જકડાયો છે એટલે ધીમેધીમે તેણે એક પછી એક ડગલું ભરવા માંડ્યું "પ્રાણનાથ! આપ જ મારા સર્વસ્વ છો. હું તમારી જ છું અને આ બધુંય તમારું જ છે. હું જે કોઈ ચીજ વાપરું તે આપની જ છે એ આપ તો જાણો છો. જુઓને, આપણે ફરવા જઈએ છીએ, ત્યારે આ આપની પાસે છે તેવી જ નંગવાળી વીંટી મારી આંગળી પર નથી તે કેટલું બેહૂદું લાગે છે! ભલા! બેઉના હાથમાં સરખી વીંટી હોય તો બને કેવા શોભીએ! કપડાં સરખાં, ઊંચાઈ સરખી, મોજડીઓ સરખી બધુંય સરખું, અને આ અસમાનતા—એ મને બહુ સાલે છે પણ કંઈ નહિ. જેવાં મારાં નસીબ!" આટલું બોલી જરા મોં ઊતરી ગયા જેવું નાટક કરે, એટલે મદનકુમારે બીજે દિવસે વીંટી હાજર કરી જ હોય. વળી બીજા બેચાર દિવસ થાય એટલે બીજું કંઈ આભૂષણ માગ્યું જ હોય—અને તે પણ હજારોની કિંમતનું. આમ ધીરધીરે મદનસેના તો મદનને ફોલવા જ લાગી. પણ તે બિચારો વિકારનો કીડો, આ વિષયપૂતળીના પ્રપંચ જાણે જ નહી—સમય જતાં એટલે સુધી વાત પહોંચી કે મદન પાસે સાધન ન હોય તો ઘરમાંથી ચોરી કરીને, અને તેમ

નહી તો સ્ત્રીને ધમકાવીને પણ કઢાવે, અને મદનસેનાનાં ચરણમાં ચીજ રજૂ કરે પુત્રના કુસંગની ચિંતામાં ને ચિંતામાં ગુણાવળી તો પરલોકગમન કરી ગઈ ધનદત્ત શેઠે કુસંગ છોડાવવા માટે બહુ પ્રયત્નો કર્યા સમજાવવામાં બાકી ન રાખી પણ મૂળ બહુ ઊંડું પેઠું હતું મદનના વર્તન ઉપરથી એણે અનુમાન કાઢ્યુ કે આ છોકરા પાસે નાણું હશે ત્યાં સુધી વેશ્યા છોડશે નહી, અને આ ભાઈને ત્યાં સુધી બોધ થશે નહી પણ ઘરમાં કશું નથી એમ વેશ્યા જાણશે ત્યારે ભાઈને ફેંકી દેશે, ત્યારે જ એને બોધ થશે તેણે સુલોચનાને કહ્યું 'ત્યાં સુધી તારે ધીરજ રાખવાની છે જીવનને ઊંચે ચડવામાં જ મહેનત પડે છે, લપસવામાં નહિ ' મદનકુમારની આવી સ્થિતિથી પિતા પણ નિરાશ થયો ઊંડી ચિન્તા માણસને લાંબુ જીવવા દેતી નથી તે મરવા પડ્યો મૃત્યુવેળાએ એણે પોતાની પુત્રવધૂ સુલોચનાને બોલાવીને શિખામણ આપી 'બેટા ! વધુ શું કહું ? કહેવાનું કશું છે બધું જાણે છે મે તો પુત્ર ખોયો. પણ તારું તો બધુંય ગયું " એમ કહી એણે નિસાસો નાખ્યો એની આંખમાંથી બે-ચાર આંસુ ટપકી પડ્યાં સુલોચનાએ પોતાની આવી લાગણીને દબાવી દીધી અને આશ્વાસન આપ્યું એક વાક્ય માંડમાંડ પૂરું કરી શેઠે ભંડારની ચાવી સુલોચનના હાથમાં સોંપી, મસ્તક ઢાળી દીધું ડોળા તગતગી રહ્યા અને શ્વાસોચ્છ્વાસ બંધ પડી ગયો બિચારી સુલોચના ઉપર આ બધી અણધારી આફત આવી પડી એના આધારછત્ર બન્ને ચાલ્યા ગયાં એ નિરાધાર થઈ રહી નાની પ્રજા હતી તેનો ને ઘરનો બોજો પોતાના પર આવ્યો મદન તો નાણાં લેવા હોય ત્યારે આવે પિતાનું મૃત્યુ સાંભળી આવ્યો, લોકવ્યવહાર અને અંતિમ ક્રિયા કરીને ચાલ્યો ગયો

હવે તો મદન બિલકુલ નિરંકુશ બન્યો સુલોચનાને તો મારી ફટકારીને પરાણે કૂંચી પડાવી, ધન અને દાગીના ઉપાડી જાય સુલોચનાની વ્યથા ભારે વધી પડી અંતર ઠાલવવાનું ઠેકાણું ન

રહ્યુ છતાં સાચ્ચી હતી એટલે હિંમત પ ચારી બેઠી નહિ હજુ પણ લાગ જોઇને મીઠાં મધુર વચનોથી સિખામણ આપવાનુ ચૂકતી નહોતી

સુલોચના મ્હે

[ વિદેશ વાટ જાઉં છું એ રાગ ]

ઘર તજીને પરમા નાવ જરૂર નહી કરો,
ઉજ્જડ વન તણી જમીન શા માટે ભરો ?
બાલકોના હિત સ્વામી શા માટે હરો ?
કર જોડી કહુ છુ, કુલટા સંગ ના કરો
જરની સાથે જરરૂ બધી આબરૂ જશે,
આખરે એ પથ પૂરા ઓરતો થાશે
અનેક રાણા રંક થઈને એથી રડવડયા,
ભ્રષ્ટ થઈને પરસ્ત્રિયાના પાશ જે પડયા.
પાછળે જરૂર પ્રભુ ! ઓરતો થશે,
લાજ લક્ષ્મી સંપત્તિ સર્વ ધૂળમા જશે '

મ ન હર

'લવરી તજી દે તારી ... ડ' પણ તારૂ નથી ગમતું મુજને,
નિર્લજ્જ નથી સમજતી અનેક વેળા કહી થાકયો તુજને'

પણ 'નાસ્તિ નષ્ટે વિચાર' એ રોગનિને જીવ જ્યા લગી ચાહતો હોય ત્યા લગી એની વૃત્તિ એને કયુ સારુ કે સાચુ જોવા કે સાંભળવા ન જ દીયે

આમ કરતાં કરતા આખરે ધનદત્ત શેઠની તિજોરી ખૂટવા આવી ધીમે ધીમે બધુય મ નમોહાને ત્યાં પહોચી ગયુ રફતે રફતે સુલોચનાના મના અનકાર પણ મદન લઈ ગયો એક દિવસ માર ૮ કરીને તે સુલોચનાને કહેવા લાગ્યો 'તારી પાસે જે

કઈ હોય તે મને આપી દે ત્યારે રડતાં રડતા સુનોચનાએ રૂની પૂણી ભરીને એક ટોપલી આપી, તે લઈને મદન વેશ્યાને ત્યાં ગયો વેશ્યા બધુ કળી ગઈ તેણે જોયુ કે હવે તળિયુ દેખાયુ છે હવે આ મદનમા કઈ સાર જેવુ રહ્યુ નથી એટલે તેણે પોતાની મુખ્ય દાસી કુન્દન અને ચોકીદારને બોલાવી તેમને કહ્યુ

(ગીતિ)

ખૂટ્યો માલ ખજાનો, લક્ષ્મી કેરુ નૂર ગયુ નાસી,
વેશ્યા તણા વચારો, દુખ જણાવે આવીને દાસી

'આવતી કાલે હવે જો મદન બારણે આવે તો ઝાડુ મારજો મકાનમા દાખલ થવાની એને સાફ સાફ ના પાડી દેજો અને ઝાઝી ગરબડ કરે તો ધક્કો મારીને તેને કાઢી મૂકજો ' અહાહા! વેશ્યા તો ખરી જ ને! આખરે પોતાનો ભાવ ભજવ્યો પણુ મ ન તો હજુ અંધાપામા જ હતો કવિએ ઠીક જ કહ્યુ છે

एता हसन्ति च रुदन्ति च वित्तहेतो
विश्वासयन्ति पुरुष न च विश्वसन्ति ।
तस्मान्नरेण कुलशीलसमन्वितेन
वेश्या श्मशानघटिका इव वर्जनीया ॥

અર્થાત્—વેશ્યા ક્ષણમા હસે, ક્ષણમાં પૈસા માટે રડે, વિશ્વાસ બેસાડે પણુ પોતે વિશ્વાસ ન રાખે માટે કુળવાન ને શીલવાને સ્મશાનઘટિકા જેવી વેશ્યાનો ત્યાગ કરવો

મદનની દશા આવી જ હતી એ ખુવાર થઈ ગયો હતો, પણ માનતો હતો કે મદનમેનાનુ ઘર મારુ છે ને? શી ચિંતા છે?

બીજે દિવસે મદન બારણે આવ્યો પણ બારણાં બધ હતા 'દાસી એય! ખોલ, કેમ બધ કર્યું છે?' મદનનો રુવાબ હજુ એવો જ હતો દાસીએ બારણુ ખોલીને કહ્યુ 'પલાયન થઈ જાઓ, નહિતર આપ બેસશો' દાસીએ ધમકી આપી! 'આજ નાકી આઈ

કયા છે ?' મદન નરમ ઘેંસ જેવો થઈ ગયો 'બાઈએ જ મને હુકમ કર્યો છે અંદર આવવાની મનાઈ છે સીધેસીધા ચાલ્યા જાઓ' બીજા માણસોને બોલાવ્યા, પણ કોઈએ કશું જ ગણકાર્યું નહી છતા મદનનો ચસકો એકદમ શે છટે ? એ તો ઊભો રહ્યો એને ઊભો રહેલો જોઈ દાનીએ ચોકીદારને બૂમ મારી તરત ચોકીદાર દોડી આવ્યો, અને એણે મદનને ધક્કો મારી માથે ધોન લગાવી દીધી મદનની પાઘડી પડી ગઈ જે કાલ સુધી શેઠસા'બ કરી પગ સુધી નમીને સલામ ભરતા, એમને જ હાથે આટલું ભરકર અપમાન ! મદનને ભારે ઊંડો આચકો લાગ્યો એનો મુદ્ દીસ ગુમ્મો ઠરી ગયો આંખ ખૂલી ગઈ અને માબાપ તથા સ્ત્રીનાં બધા વચનો યાદ આવી ગયાં તે ખૂબ પસ્તાયો, અને ઘરને આગળે પાછો ફર્યો 'અંતનો આસંગો મુજબર

## સુલોચનાની મીઠી હૂંફ

મદન ઘેર આવ્યો ત્યારે સુલોચના બીચારી દળવા બેઠી હતી તેટલામા આવી ઘરના એક ખૂણે બેસી મદને પોક મૂકી તેનાં માબાપ જાણે કેમ આજે જ મરી ગયા હોય, તેમ તે રડ્યો 'દોકટ લાગી અને શુદ્ધ ઠેકાણે આણી' પણ હવે તો એક ટકનું પૂરું ખાવાનું નથી રહ્યું એ સ્થિતિ છે દળીદળીને સુલોચનાને હાથે ભળોલા ઊપડ્યા છે અચાનક રડવાનો અવાજ સાભળી આશ્ચર્ય પામની સુલોચના તરત ઊઠી મદનની પાસે ગઈ પૂછ્યું 'આમ કેમ ?' મદને પોતાનું માથું સુલોચનાના ખોળામા નાખી દીધું ને રડતા રડતાં કહ્યું

(ભજન)

'તારા બધા વચનો સાચા વહાલી ! વિચારતા રે,
શરમાયે છે મન મારું રે આજે તારા
મહા મૂર્ખાઈ મારી હવે જણાણી રે,
અનિષ્ટ કર્યું મે મારુ તારું રે આજે નાગ-

ઉદ્યમ શીખ્યો જ નહિ મારા હિતદર્શી સજ્જન પુરુષો, મુરબ્બીઓ, સ્નેહીઓ અને ગુરુજનોના બોધવચનો મે ન સાંભળ્યાં અને રાંડ નુવટાએ 'સ્વામીનાથ ! હુ તમારી જ છુ', આ બધુય તમારુ છે—' કહી કહીને મને ફસાવ્યો અહા ! સુલોચના તુ ખરુ જ કહેતી હતી એ બધુ તરકટ છે, પ્રભુ ! ખરેખર જ તરકટ હતુ તારાં બધાં વચનો સાચાં જ હતા

શ્રોતાજનો ! તમોને ભાવભીના થયેલા નિહાળી હુ સમજી શકુ છુ કે મદનની તરફ હવે તમે સહાનુભૂતિ દર્શાવી રહ્યા છો અને તે યથાર્થ છે મદન જો મૂળે જ કુટિલ હોત તો આટલા આંચકા પછી પણ એને આટલો પસ્તાવો ન થાત પણ એ સુપાત્ર હતો કુસગથી જેવો એ કુમાર્ગે વળ્યો, તેવો જ હવે એને સુમાર્ગની પિપાસા જાગવા માંડી

અગાઉ સુલોચનાને તેના સસરાએ ગુપ્ત રીતે થોડા દાગીના આપેલા હતા, કે જે મદનકુમાર વેશ્યા પાસેથી કડવો અનુભવ લઇને આવે ત્યારે તેને અસહાય સ્થિતિમાં કામ આવે ! એ વસ્તુ બધી સુલોચનાએ મદનકુમારને આપી દીધી, અને કહ્યુ 'તમારાથી છાનુ તમારા પિતાશ્રીએ મને આટલુ આપેલ છે આ વટાવી વેપાર કરો' મદને તેમાંથી નાણુ કરી વ્યાપાર કરવા માંડ્યો પણ જિંદગીમાં કોઇ દિન વ્યાપાર કરેલ નહી, તેમ લાગુ ભણેલ પણ નહી, એટલે હતું તેમાંથી ઓછુ થવા માંડ્યુ અને થોડા વખતમાં હતુ તે પણ ગુમાવ્યુ કોઈ સહાય કરે તેવા પણ ન દેખાયા એટલે એ મૂઝાયો

મનમાં એક વિચાર આવ્યો 'લાવને ગણિકા પાસે જાઉં ! ચાર આંખ ભેગી થશે તો જરૂર શરમાશે" એવો નિશ્ચય કરીને એ તો ચાલી નીકળ્યો અગાઉના ગમનમાં અને આ ગમનમાં ભાવનાનુ અતર આભપાતાળ જેટલુ હતુ પણ મદનસેનાના ચશ્મા જુદા જ હતા. તે એટલી સ્વાર્થી હતી કે મદનની દુઃખદ સ્થિતિથી

તે પીગળે તેમ નહોતી. મદન જેવા સત્તરને તેણે પાયમાલ કર્યા હતા, એટલે તે ટેવાયેલ હતી. તેથી એક દમડી આપે તેવું દિલ જ નહોતું છતાં જગજુને જ્ઞાન ન હોય. મદન વસ્યાના ઘર તરફ ગયો. ગણિકા નગરીની શોભા પેખી રહી હતી. જેવો એણે પોતાના મમન તરફ મદનને આવતો દીઠો કે તરત જ તેણે નોકરો અને દાસી વગેરેને બોલાવી પહેલાં આપેલી સૂચનાને ફરી કડક રીતે કહી દીધી કે એને દ્વારની અંદર જ આવવા ન દેશો. મદનકુમાર ગણિકાના મકાને જેવો પહોંચ્યો કે તરત જ કશુંય સાંભળ્યા વિના ગણિકાએ બારણાં વાસી દીધાં અને ફરમાવ્યું કે, 'નાક છે કે નહિ? આ તો પૈસાવાળાનું સ્વર્ગ છે, નિર્ધનનું નહિ સમજ્યાને?'

અફસોસ! આ દશા! કહીને મદન અનેક પશ્ચાત્તાપના વિચારો કરતો પાછો ફર્યો. એક મહિનામાં જે કંઈ હતું તે ખલાસ થઇ ગયું. સ્ત્રી મજૂરી કરે, પણ નાનાં નાનાં છોકરાં બિચારાં શું જાણે કે એમનાં માબાપ નિર્ધન છે. તેઓ તો હમેશની જેમ સારું સારું ખાવાનું અને રમકડાં માગે "બા! મને આ અપાવ અને તે અપાવ!' "બેટા! તારા બાપુ બહાર ગયા છે તે લઇ આવશે," એમ બા બોલવા આપે પણ બાપુ ક્યાંથી લાવવાના હતા? એટલે એ આવે અને છોકરાં તો બૂમ પાડે પણ આપે ક્યાંથી? આવા પ્રસંગે અજાક ધનનો પોતે કરેલો દુર્વ્યય, પોતાની મૂર્ખતા, ઠોકરે મારેલી માબાપની શિખામણ, પત્નીએ અનેકવાર કરેલ સત્ય વિનવણીનો પોતે કરેલો તિરસ્કાર, વેશ્યાની પ્રપંચજાળ, દુરાચારી મિત્રોની સોબત—એ બધું એક પછી એક સિનેમાની ફિલ્મનાં દૃશ્યોની પેઠે રજૂ થાય અને તદ્દન રડી પડે. પ્રથમ તો નાણાંનો છૂટથી ઉપયોગ કરવો હાથ પહોંચતો હતો, કોઇ દિન કરકસરનું કે સાદાઇનું કશુંય ભાન જ નહોતું. દુઃખ વધતાં વધતાં એવી સ્થિતિ આવી પડી કે એક ટંકનાં ખાવાના પણ સાંસા પડ્યા. છોકરાં રોટલા માટે ટળવળે ત્યારે તો પાસે વેચવા જેવું કંઇએ બાકી નહોતું.

'દશા આ શી થઈ મારી? અધમ સ્થળ મેં કરી યારી!
ફસાયો ફંદમાં ભારી, નીતિને મેં કરી ન્યારી'

એમ પશ્ચાત્તાપ તો ઘણો થાય, પણ એ તો હવે ગડબા પછી ડહાપણ! જવા જેવું જ્યાં જ્યાં હતું ત્યાં જઈ આવ્યો પોતાની બુદ્ધિ પહોંચે એટલા બધા પ્રયત્નો કર્યા પણ કશું ન વળ્યું

છેવટે હિમ્મત હારી ગયો આપઘાત કરવાના દુષ્ટ વિકલ્પો એને ઘેરી વળ્યા 'કોઈ ઝેર આપે તો પી જાઉં," એવી પ્રેરણા કરે છે ત્યાં જ રસ્તામાં વાતચીત કરતા લોકો નીકળ્યા "અહો! લક્ષ્મીધર શેઠની આજકાલ બોલબાલા છે દાનમાં તો જાણે બીજો કર્ણ, અને કેવા મીઠા મને સહુને રાજી કરે છે!" આ વાત સાંભળી મન લલચાયો પણ વળી એને વિચાર આવ્યો "હું ધનદત્ત શેઠનો દીકરો, મારાથી તેની આગળ કેમ હાથ લાંબો થાય!"

તુલસી કર પર કર કરો, કરતલ કરો ન કોઈ,
જા દિન કરતલ કરો, તા દિન મરણ જ હોઈ

વળી વિચાર આવ્યો "આપઘાત અને યાચના એ બેમાં તો આપઘાત જ ભૂંડો છે લાવ ત્યારે જઉં" એમ મનનું સમાધાન કરી તે આપદ્ધર્મ ગણી હળવે હળવે શેઠના ઘર તરફ ચાલ્યો

**શેઠને દ્વારે મુનીમની લાત**

શેઠને ત્યાં પહોંચ્યો તો ખરો, પણ શેઠને દૂરથી સામે બેઠેલા જોતાં જ શરમાયો એના પગ ધ્રૂજવા લાગ્યા 'જઉં કે ન જઉં?' છેવટે શેઠ બહાર જાય પછી મુનીમ પાસે માગું—એવો નિશ્ચય કરી ઊભો રહ્યો પોતે વેશ્યાનો સંગ અને એનાં દુષ્ટ પરિણામ ઉપર તે વિચાર કરી રહ્યો હતો, તેટલામાં દસ, અગિયાર, બાર વાગ્યા શેઠ ગયા એટલે મુનીમના મનમાં થયું "ચાલ, હવે તો સમય થઈ ગયો, જમવા જઉં' પણ જ્યાં તૈયારી કરી છે ત્યાં એવે

વખતે મદનકુમાર મુનીમ પાસે ગયો અને યાચવા લાગ્યો મુનીમ તો ખૂબ ઉશ્કેરાયો "અત્યાર સુધી ક્યાં ગયો હતો ?" એમ કહી આડંસ ગાજો ચોપડાવી "ચાલ, જા અહીંથી," કહી માવક્ જાતીને એ બ્યો તેમ છતાં મદન ખસ્યો નહીં ખસીને ક્યાં જાય ? કશો જ આશરો નહોતો ગ્યો એને મુનીમે તો ભારે ક્રોધપૂર્વક જોરથી લાત મારી 'સાળા! કહ્યું છતા માનતો નથી, ને હજુ જતો નથી ? સાળા!' ને જોરથી લાત વાગતાની સાથે મદન પડી ગયો, અને મોમાંથી કારમી ચીસ નીકળી ગઈ અહા! કેવું કરુણામય ચિત્ર! ઉપર ગયેલા શેઠ આ કારમી ચીસ સાંભળતા જ નીચે ઊતરી આવ્યા મુનીમ ઝંખવાણો પડી ગયો ત્યાંતો શેઠે મદનને પોતાના ખોળામાં લીધો શેઠના સજ્જન અને કોમળ હૃદયમાંથી વાણી ઝરી વહૂટયો "ભાઈ! બાપુ! તુ કોણ છે અને તને શી જરૂર છે ?" પણ એટલામાં તો પચીસપચાસ માણસો ભેગા થઈ ગયા મદનની આંખમાંથી દડદડ આંસુની ધારા ચાલી સતત હૃદયે ઠાંસી રાખેલો પરિતાપ, મીઠી સહાનુભૂતિની હૂંફમાં એકાએક આંસુના રૂપમાં નીકળી પડે છે તેનું હૈયુ ભરાઈ આવ્યુ પહેલા તો ખૂબ રડી લીધુ શેઠે પોતાની ગોદમાં તેનું મોં છુપાવી દીધુ હતુ થોડીવાર પછી શેઠે પૂછ્યુ, એટલે ગળું ઠીક કરી એણે પોતાની અથથી માંડીને ઇતિ સુધીની દુઃખમાં કરુણકથા સંભળાવી અને વળી ડૂસકાં ખાતાં ખાતાં જોરથી રડી પડ્યો

## લક્ષ્મીધર શેઠની અમીદૃષ્ટિ

લક્ષ્મીધર શેઠની આંખમાં પણ આંસુ આવી ગયા

"મીઠું હૈયું વહે જ્યારે પૂર ખાળી શકે ન કો,
અંતરની આરસી આંકે, અપૂર્વ પ્રતિબિંબતા"

ધનદત્તના દીકરાની આ હાલત થાય! એને અહીં યાચવા આવવું પડે! મુનીમની લાત ખાઈને એ નીચે પડે એ દૃશ્યે શેઠે

કપાવી મૂક્યા શેઠે મુનીમને મીઠો ઠપકો આપ્યો "કોઈ માણસ અમે તે વખતે યાચવા આવે તોપણ આપવુ અને ખાલી પાછો ન મોકલવો " પણ શેઠ કહે, તે પહેલાં જ મુનીમ સમજી ગયો હતો. એનું મોઢુ શરમથી નીચે નમી ગયુ હતું.

"સમય સરખા નથી સહુના, સદા તડકા અને છાયા,
વખત આવ્યે જરૂર વહાલા, ભલા થઈને ભલું કરજે"

છેવટે મદનને શેઠે ખૂબ આશ્વાસન આપ્યું અને પોતાને ઘેર લઈ ગયા તેની પુષ્કળ બરદાસ અને આગતાસ્વાગતા કરી લીધા પછી વર્ષ સુધી પહોચે તેટલી ખોરાકીની બધી ચીજો અને વિવિધ વસ્ત્રોથી તેને નવાજ્યો ઉપરાંત બીજાય સાધનોની જોગવાઈ કરી આપી ક્યાં આપઘાતની સ્થિતિ અને ક્યાં શેઠની સપૂર્ણ સહાનુભૂતિ !

'ક્ષણે હસાવ, પળમા રડાવે
છે કર્મ કેરી ગતિ ન્યારી ન્યારી"

મદનનો જીવ નાચી ઊઠયો.

અતરની આશિષ

એના ઊડા અતરમાથી 'ભલુ થજો ભગવાન !' એ આશીર્વાદના વચન આપોઆપ સરી પડયાં.

હાય દુખિયા તણી જીગરની હોય તો,
જાય ખાલી નહી એમ જાણો,
જીગરના હોય આશીર્વાદ કદી,
જાય ખાલી ન મન એમ આણો

હમેશા પુત્ર માટે ઝૂરતી લક્ષ્મીધર શેઠની પત્નીને તે જ દિવસથી ગર્ભ રહ્યો. વણમાગ્યા સહજભાવ નીકળે તેની કિંમત આંકી શકાય તેમ નથી અહી તમને કદાચ એ શકા થશે કે પ્રારબ્ધમાં ન હોય તો કેમ મળે ? એ શકાઓ ખોટી નથી, પણ પ્રારબ્ધ આડાં પાંદડાં

હોય છે, તે આવા પ્રસંગ નિમિત્તે સહેજે ઊડી જાય છે

મદનને પણ શેઠનો સંગ થયો, અને તેનું મહાન પરિવર્તન થયું શેઠને દિનપ્રતિદિન એના પ્રત્યે સવિશેષ ભાવ જાગવા માંડ્યા શેઠે વેપારમાં પણ અમુક ભાગ કરીને તેને દુકાનમાં રાખ્યો, અને હળવે હળવે તે પાછો આગળ બન્યો ભાગ્ય ઊઘડ્યું, વ્યાપારમાં ક્રમેક્રમે પાવરધો થયો ઉદાર તો મૂળથી હતો સેવાભાવી અને સુજ્ઞ બન્યો

લક્ષ્મીધરને ત્યાં સંતાન હતું નહી તેમને પુત્રરત્ન સાંપડ્યું, અને મદનની આબાદાની અને ખાનદાની પરવારી બેઠી હતી તે પાછી મળી લક્ષ્મીધર અને ચંપકલતાનું સફલ દાન ફળ્યું, અને શ્રી સુલોચનાની તપસ્યા ફળી

બંધુઓ !

તમે કુસંગનું ભયંકર પરિણામ અને સત્સંગથી સુધરેલી દશાનું એક સુંદર દૃષ્ટાન્ત તો જોયું,

**જેસલને તોરલનો સત્સંગ**

જેસલ જાડેજા મહા લૂંટારો હતો, એનાં પાપકરમમાં કશી જ મણા નહોતી એ પોતેજ પોતાના મુખે પાપ પ્રકાશતાં કહે છે

હરણ હણ્યાં છ હજાર, તોળીરાણી ! હરણ હણ્યાં છ હજાર !
વનના મૃગલા મારિયા, તોળાદે રે, એમ જેસલ કે' છે જી !
લૂંટી કુંવારી જાન, તોળીરાણી ! લૂંટી કુંવારી જાન રે !
સાત વીસું મોડબંધા મારિયા, તોળાદે રે, એમ જેસલ કે' છે જી !
માથાના જેટલા વાળ, તોળીરાણી, માથાના જેટલા વાળ રે !
એટલા કુકર્મો મેં કર્યાં રે, તોળાદે રે, એમ જેસલ કે' છે જી !

કેવી રોમાંચક કહાણી છે ! પણ સતીના અલ્પકાળના પ્રસંગે એનો અંતર આત્મા સળવળી ઊઠ્યો

જોકે એ જેસલ તો બદદાનતે જ સતીને હીચકી લાવ્યો હતો, પણ સતીત્વના અમોઘ બળ આગળ પાશવી બળનું શું ચાલે ! ઝળકતી પ્રતિભાએ પોત પ્રકાશ્યું અને જેસલનાં હાંજા ગગડી ગયાં. ખાડીમાં બેડલી ડૂબવા લાગી આખરે એ પાયે પડ્યો અને સતીએ ઉચ્ચાર્યું ડર મ, ડર મ, વીરા !'

પાપ તારું પ્રકાશ, જાડેજા ! વર્મ તારો સંભાળ રે !
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે, એમ તોરલ કે' છે જી.

અને ખરેખર બેડલીને આખરે બૂડવા ન જ દીધી

પારસમણિ ઔર સતમેં, બડો આંતરો જાણ,
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન

એ પંક્તિ અક્ષરશ યથાર્થ બતાવતી એ બન્ને સતસતીની સમાધી, અંજારના ગામમાં આજે પણ સમીપમાં સતી છતાં જાગતી કાં ન હોય તેમ પડી છે, અને દ્રષ્ટાંને પણ અનેરી પ્રેરણા પાઈ રહી છે ભીલપુત્રી શબરીનું સંપૂર્ણ સંસ્કારપરિવર્તન નર્મદાકાંઠે નિવસેલા માતંગ ઋષિના સત્સંગને પરિણામે જ હતું—કે એનાં અજીઠાં બોર શ્રીરામે હોંસે ખાધાં અને શ્રીરામને હાથે એનો ઉદ્ધાર થઈ ગયો. જૈનશાસ્ત્રમાં શ્રેણિક મહારાજાના સુધર્મિષ્ઠ પુત્ર અભયકુમાર અને સુલસ કસાઈનો સરસ પ્રસંગ છે કાળસુરી કસાઈનો પુત્ર સુલસ કસાઈ ખાટકી મટીને મહાજન થયો અભયકુમારના સત્સંગથી પોતાનો ધંધો છોડી એણે અભયનો માર્ગ લીધો

### રહનેમિ અને રાજેમતી

જૈનસૂત્રોમાં રહનેમિ અને રાજેમતીનો પ્રસંગ અજોડ રીતે મશહૂર છે સંક્ષેપમાં એ પ્રસંગ આ જાતનો છે

નેમિનાથ પ્રભુના લઘુ બંધુ રહનેમિ, પ્રગાઢ કુમારવયે જ લગ્નનું આમંત્રણ નકારીને ત્યાગીજીવન સ્વીકારે ને વૈભવવિલાસમાંથી

કર્યો, એ હું જાણું છું એટલા જ માટે તમે આ માર્ગ લીધો કે શું ?" વળી જરા આગળ "યૌવન આમ જ ખોઈ બેસવુ ગમે છે ?."

રહનેમિ જેવા ત્યાગીના મોંનાં આ વચને રાજેમતીનો આત્મા કકળી ઊઠ્યો સચેતન બનીને તે કહે છે "કેમ રહનેમિ ! યોગમાર્ગથી કંટાળ્યા છો ?"

"રાજેમતી ! મને એમ થાય છે કે આપણે થોડો વખત સંસારમાં રહી પછી ફરીને યોગમાર્ગ આદરીએ !" જરા મુસીબતે વાકય પૂરું કર્યું

"રહનેમિ ! રહનેમિ ! 'આપણે' કહેતાં જીભ કપાઈ નથી જતી ? કોની સામે આજે શું બોલી રહ્યા છો ? સંસાર ! અહા ! કેટલું અંતર ? કયા ત્યારનો સુંદરીઓના નિમંત્રણનો સમર્થ ત્યાગી રહનેમિ અને કયા આજનો પળવારના પ્રસંગમાં ભાન ભૂલેલો રહેનેમિ ! વિચાર ! વિચાર ! ફટ છે ભૂંડા ! તારા કુળ તરફ તો જો ! જાતવાન અગંધન કુળના સર્પો મરી જવું પસંદ કરે છે, પણ વમેલા વિષને ફરીથી પીતા નથી તું તો તારા વમેલાને જ ચૂસવા તત્પર થયો ? અરે ! આપઘાત આથી શો ખોટો ? તારી તપશક્તિ ને આત્મજ્ઞાન ક્યાં ગયાં ? તારાથી ન જ રહેવાય તો આપઘાત કરીને મરી જવું શ્રેષ્ઠ છે, પણ કામવૃત્તિને અધીન ન થા એ અધીનતામાં તારો યોગ જ નથી ભ્રષ્ટ થતો, એમાં તો આખો યોગમાર્ગ અભડાય છે અરે રે ! આ હાડ, માસ, ચામ, મજ્જા, અને મળમૂત્રથી ભરેલ દેહમાં તારા જેવા સમર્થને વિકાર કેમ પ્રગટ્યો ?" રાજેમતીના એક એક વચનમાં પાષાણને પિગળાવવાનું ભગીરથ સામર્થ્ય હતું એના વચનપ્રહારથી રહનેમિનો આત્મા ઓગળી ગયો એનું શલ્ય નીકળી ગયું. એ ઠેકાણે આવ્યો એને ભારી પશ્તાવો થયો, અને સતીની ક્ષમા માગી

સાગરા કે સતીના ક્ષણિક સંગમાં રહનેમિની મૂર્ચ્છા ટળી ગઈ, એની સાધનામાં જે કાંટો નડતો હતો, તે ઊખડી જતાં જ સાધના સિદ્ધ થઈ

**સારાંશ**

**'क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतारणनौका'**

અથવા તો

' આધીમેં આધી ઘડી, આધીમેં પુનિ આધ,
તુલસી સંગત સાધકી, કટે કોટિ અપરાધ '

જે પરિણામ સત્સંગનું તેથી ઊલટું જ કુસંગનું, એ કહેવાની હવે ભાગ્યે જ જરૂર હોય!

# 'અનુપ્રેક્ષા'

## [ પ્રવચન છઠ્ઠું ]

તત્ત્વજિજ્ઞાસુઓ !

**આ**જનો વિષય અનુપ્રેક્ષા છે

अनु + प्र + ईक्ष् ધાતુ પરથી 'અનુપ્રેક્ષા' શબ્દ તૈયાર થયો છે એનો ભાવાર્થ 'આત્મનિરીક્ષણ' છે આથી તમો સહેજે સમજી શકશો કે સત્સંગ પછી આ વિષય લીધો છે, તે યથાર્થ છે જિજ્ઞાસાની અને સત્સંગપિપાસાની ભૂમિકાએ પૂગ્યા વિના મનને ઇન્દ્રિયો એવી તો '**बलादिव नियोजित**' બલાત્કારથી નીચે ઘસડી જાય છે કે ઊંડે જઈને 'આત્મનિરીક્ષણ' કરવું એને અશક્યવત્ બની રહે છે

વિવેક અને આત્મનિરીક્ષણ વચ્ચે સ્થૂળ રીતે ભલે ફેર ન દેખાય, પણ સૂક્ષ્મ રીતે મહાન અંતર છે વિવેકમાં તજવા યોગ્ય શું ? જાણવા યોગ્ય શું ? અને ગ્રહવા યોગ્ય શું ? આ પૃથક્કરણ કરવાનું જ ભાન હોય છે જ્યારે 'આત્મનિરીક્ષણ'માં તો પ્રત્યેક પ્રસંગ વચ્ચે આત્મધારા અખંડ રાખવાની હોય છે, અર્થાત્ કે સૂક્ષ્મ સ્થૂળ બધી ઘટનાઓ સાથે આત્મદૃષ્ટિનો સમન્વય સાધવાનો હોય છે

**જીવનના વહેણો**

ગત સત્રના વ્યાખ્યાનમાં જીવ અને પુદ્ગલ ને સંબંધ ધરાવતાં

બીજા સાત તત્ત્વો વિશે ટૂંકામાં કહી ગયો છુ 'આત્મનિરીક્ષણ' વિષયને એટલે અંગે જે તત્ત્વો સાથે સબધ છે, તેમનો અહીં ફરી ઉલ્લેખ કરુ છુ

આસ્રવ, સવર અને નિર્જરા આ ત્રણ તત્ત્વો અત્યત મહત્ત્વનાં છે સસારચક્રમા પડેલા જીવેના જીવનમાં એ ત્રણ વહેણો મુખ્યત્વે હોય જ છે

આસ્રવ એટલે આવવુ પાપ અને પુણ્યના આગમનને જૈન પરિભાષામાં આસ્રવ કહે છે સવર એટલે રોકાવુ આવતાં પાપ કે પુણ્યના પ્રવાહને રોકવા જેમાંથી કશાયમાં આ માનુ ન લેપાવુ, એનુ જ નામ સવર નિર્જરા એટલે કર્મોનુ જરી જવુ, છૂટુ થવુ કે બળીને ખાખ થવુ

આસ્રવના બે ભેદ છે (૧) શુભ અને અશુભ. શુભ આસ્રવને પુણ્ય કહેવાય છે, અને અશુભ આસ્રવને પાપ કહેવાય છે પાપ એ લોખડની બેડી છે, તો પુણ્ય એ સોનાની બેડી છે બન્ને આત્માને તો જકડી રાખે છતાં પુણ્યનુ સ્વરૂપ વિચારવા યોગ્ય છે

## વિકાસની વાટે

વિકાસની શરૂઆત પુણ્યસબધથી જ થાય છે સવરની ભૂમિકાએ પહોંચ્યા વિના સમ્યગ્-સજ્ઞાન નિર્જરાની ક્રિયા થઈ શકે જ નહિ. અને સવરની ભૂમિકાએ પહોંચ્યા પછી પુણ્ય અને પાપ બન્ને આસ્રવો રૂપ બધનથી આત્માને નિર્લેપ રાખવાનો પુરુષાર્થ કરવો જોઈએ આવો પુરુષાર્થ માનવતાને જ સુલભ છે માનવદેહ બહુ પુણ્ય પ્રકૃતિથી જ સાંપડે છે જીના માનવતાની ભૂમિ પર પુણ્યાનુબધી પુણ્ય ઇચ્છનીય છે, પણ પાપાનુબધી નહિ એ બીના પ્રથમ ખડમાં પવિત્ર પુણ્ય વિષેની વિશદ ચર્ચામાં કહી ગયો છુ તમને ફરી ફરી એ કહેવાની જરૂર જોતો નથી કે બધી અનુકૂળતાઓ સાચા સ્નેહીઓ, સાથીઓ, સબધીઓ, મનોબળ, વચનબળ, તનબળ, પૂર્ણ સ્વાસ્થ્ય,

વિદ્યાપ્રાપ્તિ, આ મધુ પુણ્યપ્રકર્ષનું પરિણામ છે પણ કામનાથી પુણ્યનાં મધુર ફળો મેળવવા માટે પુણ્ય કરેલ હોય—એ તો ઊલટાં પાપવૃદ્ધિના કારણરૂપ નીવડવાનો સંભવ છે સંયમનું પાલન કરતાં, બદલાની ઇચ્છા વિના, નિષ્કામભાવે સેવા કરતાં, અનાસક્ત ભાવે અર્પતાં, યશ, કીર્તિ, શ્લાઘા, માન, સન્માનની ઇચ્છા વિના કર્તવ્ય બજાવતાં, જે પુણ્ય બંધાય તે પુણ્ય બંધનરૂપ થતું નથી એ સિવા યના પુણ્ય બંધનરૂપ, અનિચ્છનીય છે અંતરમેલ કાઢવા માટે, તન, મન અને વાણીથી કર્મમાં યોજવાની વાત હું આ પહેલાંના વ્યા ખ્યાનમાં કહી ગયો છું

કારણકે આપણને દર્દ થાય છે ત્યારે એ દર્દ શું છે તેનું આપણે અને વૈદ બન્ને પ્રથમ તો નિદાન કરીએ છીએ અને પછી જ દવાનો પ્રબંધ કરીએ છીએ કારણ કે પેટમાં દુખાવો છે કે માથું દુખે છે, કે બંધકોશ છે, એ કયા કારણથી છે, એ જાણવાથી તે દર્દને લગતી દવા થઈ શકે! તે જ રીતે અંતરનાં દર્દો જાણવા માટે એ અંતરના દર્દનું બરાબર નિદાન થવું જોઈએ જેમ દર્દી પોતાના દર્દની ઘટવધની હમેશ ડાયરી રાખે છે, તેમ અંતરના દર્દની પણ ડાયરી રાખવી જોઈએ

વિષયાંધનો આસ્રવ જુદો અને પરોપકારીનો આસ્રવપ્રવાહ જુદો. ખૂરું કરનારનો જુદો અને સેવા કરનારનો જુદો કર્મપ્રવાહ તો બન્નેમાં પરંતુ શુભ અને અશુભ એટલો ભેદ આ રીતે આસ્રવની શુભાશુભતા સમજી પોતાની ભૂમિકાને આચરણીય હોય તે આચરવું અને અન્યને દૂર કરવું એ અનુપ્રેક્ષાનું ફળ છે

ઘણીયે વાર શુભ પ્રવૃત્તિમાં પણ મનુષ્ય અશુભ આસ્રવનો બંધ કરતો હોય છે કોઈપણ સારું કૃત્ય કરવામાં પોતાના સ્વાર્થની, માનની, આશાની કે એવી કોઈ બૂરી ગંધ આવે તો તે શુભ કાર્ય હોવા છતાં માનવીના જીવન પર તેની ખોટી અસર થાય છે, અને

તે અશુભ આસ્રવ મણાય છે ત્યારે ઘણીવાર બાહ્યદૃષ્ટિએ બીજાઓને અમુક પ્રવૃત્તિ શુભ નથી દેખાતી, છતાંએ તે કાર્ય કરનારને તેમાંથી શુભાસ્રવનો લાભ થાય છે કેમકે શુભાશુભ આસ્રવનો આધાર તેના પરિણામ—અધ્યવસાય—ઉપર હોય છે આથીજ ભગવાન મહાવીરે કહ્યું છે કે—

"જે આસવા તે પરિસવા," અને "પરિસવા તે આસવા" એટલે કે ઘણા સાધકોને પાપના સ્થાનો પણ સંવરરૂપ બને છે, ઘણાઓને સવરસ્થાનો પણ પાપરૂપ બને છે, અને તેનું કારણ તે કાર્ય પાછળની વૃત્તિ પર અવલબે છે

માટે પ્રત્યેક પળે તમારી પ્રત્યેક ક્રિયામા તેની પાછળની વૃત્તિની તમો બારીકાઈથી તપાસ કરો આસ્રવની નીક સામે અનિમેષ દૃષ્ટિ રાખો જેમ છૂપી પોલીસ ગામમા કોણ આવ્યુ શા માટે આવ્યુ અહી કેટલા દિવસ રહ્યું, તેણે શુ કામ કર્યું, એમ તે વ્યક્તિને લગતી પ્રત્યેક ક્રિયાની ચાંપતી તપાસ રાખે છે, તેમ વિકાસની ઇચ્છાવાળા સાધકે પોતે પોતામાં બીજો કોઈ ન જાણે તે રીતે બારીકાઈથી તપાસ રાખવી જોઈએ રાત અને દિવસ ખડેખડી ચોકી કરવી જોઈએ, અર્થાત્ કે ઉપયોગ રાખવો જોઈએ.

ઘણા કાળથી જીવ પ્રાય ઘોર ભાવનિદ્રામાં સૂતો રહ્યો છે, એથીજ એને ઊંઘવુ ગમે છે એની મીઠી ગુલાબી નિદ્રાનો લાભ લઈ કામક્રોધાદિ લૂટારાઓ આત્મધન લૂટી રહ્યા છે, અને પેલી દાસીની જેમ પાચ મિનિટ અસયમે સૂવાના પાચ ફટકા મળ્યા, તેમ ફટકા લગાવી રહ્યા છે

**દૃષ્ટાંત**

એક વખત કોઈ એક ગામના મહારાજાએ ભારે ખર્ચે પોતાની મનપસંદગીનો એક પલગ મગાવ્યો હતો સુદર સ્પ્રીગવાળો, તદ્દન નવીન પદ્ધતિનો એ પલગ તાજેતરમાં આવી પહોંચ્યો હતો આજે

તે પલગને તેણે પોતાના અંતપુરમાં આવેલા પોતાને સૂવાના ભવ્ય દીવાનખાનામાં વસાવ્યો હતો તે પલગ પર પલગને છાજતું રંગબેરંગી મુલાયમ બિછાનું પણ પાથરેલું હતું તેને પોતાના ઓરડામાં મુકાવી મહારાજાએ ધારેલું કે આજે રાતે આ પલંગ પર સૂઈને મોજ માણીશ પરંતુ યોગાનુયોગે તે જ દિવસે બપોરના એક દાસી તે ઓરડાને સાફસૂફ કરવા માટે આવી તેણે ખૂબ ચીવટપૂર્વક એ ગૃહમંદિર સ્વચ્છ બનાવ્યું ત્યાર બાદ દ્વાર પાસે ઊભી રહી તેણે એક તીક્ષ્ણ નજર ઓરડા તરફ ફેંકી આસપાસની અનેક મોહક છબીઓ અને પદાર્થો વચ્ચે બરાબર મધ્યભાગમાં ગોઠવાયેલા એ મખમલના બિછાનાઓથી સુસજ્જિત તદ્દન નવીન અને વિલક્ષણ પલંગને જોઈને તેને જરા આકર્ષણ થયુ, મન ખેચાયું, વૃત્તિએ વેગ આપ્યો, અને એકાંતિ તેમાં સાથ પૂર્યો આજુબાજુ કોઈ નથી ને? એવી જરા ખાતરી કરી તે પલંગની નજીક આવી, અને પલંગના બિછાના પર પોતાનો એક હાથ મૂકયો ભગવાન મહાવીરે કહ્યું છે કે, 'મદાય ફાસ્સા બહુ લોહણીઆ' મનને મદ નિર્બળ કરનારા સ્પર્શો ખરેખર લોભાવનારા હોય છે તે દાસીને નરમ નરમ સ્પર્શ બહુ ગમ્યો પાસે કોઈ નહોતું, એટલે વિચાર્યું કે લાવને જરા બેસી જોઉં એમ વિચાર થતાં જ જેવી બેઠી કે તુરત જ સ્પ્રીંગવાળો પલંગ હોવાથી તેનું શરીર ઊંડુ ઊતરીને હિંડોળા ખાવા લાગ્યું આથી તેને ખૂબ મજા આવી હમણા કાંઈ આવવાનુ હતુ? લાવ, જરા બેચાર મિનિટ લેટી જાઉં આવો લહાવો ફરી કયારે મળશે, એમ ધારી તે આડે પડખે થઈ હમણાં ઊઠુ છુ, એમ વિચારતાં તે પ્રમાદમાં પડી પડી તેવી જ તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ એક તો કદી નહિ અનુભવેલા એવા પલંગ પર સૂવાનુ મળ્યુ, બીજી તરફથી ચોતરફની બારી ખુલ્લી હોવાથી મંદમંદ પવનની લહેરીઓ આવી રહી હતી પણ સ્વર્ગીય આનંદ માણતા નિદ્રાદેવી ત્રણચાર મિનિટમાં તેને છોડે તેમ કયાં હતી?

પૂરો પાએક કલાક માંડ થયો હશે, તેવામાં એકાએક અકસ્માત્ યોગે મહારાજજી પોતાના માનીતા પલંગને જોવા માટે જ ખાસ એકલા પધાર્યા ત્યાં તો એકાએક આ દૃશ્ય જોયું પછી પૂછવું જ શું ? પ્રથમ તો જોઈને સજ્જડ થઈ ગયા પણ જ્યારે તેણે જાણ્યું કે આ તો પેલી બાનડી છે, ત્યારે તેને ખૂબ ગુસ્સો આવ્યો 'રાંડ! કમજાત ! મારા પલંગ પર ?' એમ દાંત કચકચાવતા ક્રોધથી લાલચૂમ બનેલા મહારાજાએ, પાસેનો ચાબુક પોતાના હાથમાં લઈ ચમચમાટ કરતા બેત્રણ ફટકા લગાવી દીધા પેલી ધસધસાટ ઊંઘતી દાસી પહેલે જ ફટકે 'ઓય માડી !' કરતી ઝબકી ઊઠી, અને સામે જોયું તો મહારાજા પોતે જ હતા તુર્ત જ તે જાણી ગઇ કે બાજી બગડી ગઈ છે પણ તે દાસી ખૂબ ચાલાક અને ચતુર હતી, એટલે તેણે દાવ બદલ્યો અને નીચે ઊતરીને તુરત જ હસવા મંડી અને કહેવા લાગી 'કૃપા કરી હજી લગાવો, જલદી લગાવો '

આ જોઈ રાજાજીનો પ્રકોપ કાંઈક નરમ પડ્યો અને વિચારમાં પડી ગયા કે આટલા માર પછી હસવું આવે એ તો ખૂબ નવાઈની વાત ! કારણ જાણવાને આતુર થયેલા રાજાએ દાસીને પૂછ્યું "આવા વખતે તને હસવું કેમ આવે છે ? ' પણ દાસી તો સાંભળ્યા વિના બસ 'મને હજી મારો' એમ કહેવા લાગી મહારાજાની આતુરતા વધી પડી અને ફરી ફરી પૂછવા લાગ્યા બહુ આનાકાની પછી દાસીએ ઠાવકું મોં રાખી કહ્યું: "ગરીબપરવર ! તેનું કારણ આપ સાંભળી નહિ શકો મને માફ કરો !" મહારાજા તો આતુર હતા. તેણે કહ્યું "જા, તારા બધા ગુનાઓ માફ છે" ગુનો માફ થવાની ખાતરી મળ્યા પછી તે દાસી કહેવા લાગી "મહારાજા ! મને એમ થયું કે હું તો ફક્ત પાંચદસ મિનિટ જ પલંગમાં સૂતી, એટલા પ્રમાણના બદલામાં ચમચમાટ કરતા ચારપાંચ ફટકા પડ્યા, તો આ પલંગ પર આખી જિંદગી સુધી સુનાર અહોનિશ પ્રમાણમાં રહેનારનું શું થશે ? દીનદયાલ ! હું તો આટલેથી જ મૂંઝી ગઇ

જ પ્રભુનો પાક માનીને હંમ્યા કરું છું"

મહારાજા વિચક્ષણ હતા દાસીના આ શબ્દોએ તેને ખૂબ અસર કરી તેને બરાબર સમજાયું કે વિલાસ ભોગવનારની સ્થિતિ ખરેખર ભયંકર થાય છે પરિણામે એક પછી એક આવતા વિચારોએ મહારાજાને ભાનમાં લાવી મૂકયા તેની ભાવના પલટી ગઈ વિલાસોનું દુષ્ટ પરિણામ તેને સમજાયું જે પલંગમાં સૂવા માટે એ આશાભર્યો આવ્યો હતો, તે પલંગ જ નહિ, પણ આ દૃષ્ટાનથી પોતાની સમૂળી વિલાસવૃત્તિનો તેણે ત્યાગ કર્યો

આથી જ શ્રુતિઓ ભાખે છે '**उत्तिष्ठत । जाग्रत ।**' ઊઠો અને જાગો અર્થાત્ સયમ કેળવો અને જાગૃતિ રાખો '**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी**'

જે રાત્રિ સર્વ ભૂતોની જાગે સયમી તહીં,
જેમાં જાગે બધા પ્રાણી, ત્યાં સૂવે દૃષ્ટિ માન મુનિ
ગીતા–૩–૬૯

સારાંશ કે સયમી જ જાગી શકે છે એકલા સયમથી જ ન ચાલે સાથે જાગૃતિ પણ જોઈએ

કોઈ વ્યાપારી માત્ર શરાફની પેઢી માંડીને બેસી જાય, અને પછી આંખો મીચીને ધંધો કર્યા કરે, નુકસાનીની લેશ પણ ખબર ન રાખે, તો દિવાળુ કાઢવાનો વખત આવે. તેવી જ રીતે માનવી પોતાના વ્યવહારમાં કશું લક્ષ રાખ્યા વગર આંધળી ક્રિયા હમેશની જેમ કર્યા કરે, તો અવશ્ય અનર્થ થાય એટલે જ કહ્યું છે કે સદા 'અનુપ્રેક્ષા'નો ઉપયોગ કરો તમારા જીવનકાર્યના સરવાળે મીંડું રહે, તમારું મૃત્યુ સફળ થાય, તેવી તમારી પ્રત્યેક ક્રિયા હોવી જોઈએ તમારા સૂક્ષ્મ શરીરમાં ક્યારે ક્યારે કઈ કઈ ચીજો પ્રવેશે છે તેને નિહાળતાં અને ગાળતાં શીખો

## કુદરતી ગળણીઓ

જેમ તમારા બાહ્ય શરીરમાં ખરાબ પરમાણુઓ નાકમાં ન પેસી જાય તે માટે કુદરતે નાકની અંદર વાળની ગળણી રાખવાની યોજના કરી છે, તેમ તમારી આન્તરિક રચનામાં પણ સર્વ સ્થળે કુદરતે 'સેફ્ટી વાલ્વ' રાખ્યા હોય છે. બહારનો કોઈ જાતનો કચરો દાખલ ન થાય તે માટે અંતઃકરણની ચાવીઓ કુદરતે જ તમોને સોંપી છે. વિવેકબુદ્ધિની ગળણી આપી છે, નાકે નાકે ચોકીદારો બેસાડ્યા છે.

પણ જ્યાં ધણી જ નમાલો ગમાર હોય ત્યાં બિચારા ચોકીદાર શું કરે? પરિણામને ગણકાર્યા વિના જેને તેને દાખલ જ કર્યા કરે, ત્યાં નોકરોનો શો ઉપાય? એમાંના કેટલાક વફાદાર ચોકીદારો અતિ નમ્રતાભરી ધીમી સૂચનાઓ કરે છે, 'ગરીબનવાજ! આ ચોરને દાખલ કરવા જેવો નથી.' પણ એ ગમાર માલિક તો ઊલટો તેને જ ધમકાવે, બળજબરીથી ઉપરવટ થઈને દાખલ કરવાનું બાદશાહી ફરમાન છોડે, અને કાં તો એ ખબર આપનારના જ માથામાં મારે. ત્યાં બીજો શો ઉપાય?

આ વાત તમોને વધુ સ્પષ્ટતાથી સમજાવું. મનુષ્યને પોતાના બાહ્ય શરીરની સ્પષ્ટ જાણ હોવા છતાં, આપણે જોઈએ છીએ કે પચે નહિ તેવા અનેક પદાર્થો તે ખાય છે. નહિ ખાવાનું તે ખાય છે. પરાણે પરાણે ઠાંસી ઠાંસીને હોજરીમાં નાખ્યા કરે છે. પરિણામે હોજરીની પચાવવાની તાકાત ધીમે ધીમે ખવાઈ જાય છે, અને હોજરીની શક્તિ ક્ષીણ થતાં તે ખોરાકને પચાવવા માટે કુદરતને ગરમી ઉત્પન્ન કરવા તાવ લાવવો પડે છે. પણ એ મૂર્ખ માલિક પોતે જ એ તાવને આમંત્રણ આપ્યું છે, તેનું તેને ભાન રહેતું નથી. તે તાવ ખાવાની ઊલટી મહેનત કરે છે. હોજરીમાં નથી પચ્યું, માટે તાવની જરૂર છે, એને એ સમજતો નથી. તેથી તેણે તે તાવને અનુકૂળ થવું

જોઈએ, તેને અત્યંત પ્રતિકૂળ થાય છે એ શરીરના ચોકીદારોને તો અંદર ભરાઈ ગયેલો કચરો કાઢી નાખવો છે, ત્યારે એ શરીરનો મૂર્ખ માલિક કૃત્રિમ ઉપાયો દ્વારા કચરાને અંદર સમાવવાનો પ્રયાસ કરે કે જો માલિક પોતાની ભૂલનું પરિણામ તાવ છે એટલું સમજી તેને અનુકૂળ થાય તો, તેનું કાર્ય સહેલું બની જાય છે તે જાણે છે કે દસવીસ રતલ જેટલો મળ ભરાયો છે તેને બાળીને ખાખ કરી કાઢવાનો છે નવો મળ વધારવાનો નથી, ને તેથી જ કુદરતી ખાવાની ઇચ્છા થતી નથી જરૂર વિના અંદર કશું પણ જવા દેવાને કુદરત ઇચ્છતી નથી અને તે એટલી હદ સુધી કે તેમ ને તેમ દિવસોના દિવસો વીતી જાય. જેટલા પ્રમાણમાં મળ, એટલા વખતનો મુદતિયો તાવ જેટલો ગુનો તેટલી જ શિક્ષા નાનો ગુનો હોય તો નાની શિક્ષા, અને મોટો ગુનો હોય તો મોટી શિક્ષા! જ્યારે એ બધું સાફ થાય, ત્યારે જ દરવાજા ઉઘાડે ઓછામાં ઓછા સાત દિવસ, અને વધુમાં વધુ પિસ્તાળીસ દિવસ જેટલી લાંબી મુદત સુધી પણ ચાલે. કારણ કે અંદર મળનો ભરાવ અને તેથી આંતરડાં બગાડ થયાં હોય છે

આ જ રીતે સૂક્ષ્મ શરીરનું પણ સમજી લેવું અંદર પાપોનો ભરાવ થયો તે આસ્રવ, અને તેના દરવાજા બંધ થાય તે સંવર અને એ મળ નીકળે અને સ્વસ્થતા આવે તે નિર્જરા

જેમ સમજ્યા વિના શરીરમાં ખોરાક નાખવાથી તેની શિક્ષા વેઠવી પડે છે, તેમ મનુષ્ય જે તે વિચાર અને જે તે વર્તન કરી આસ્રવના દ્વારો ખુલ્લા રાખે છે તો એ ખુલ્લાં રહેવાથી પ્રવાહ ચાલ્યો આવે છે અને ત્યારે તે ખૂબ ભારી થઈ જાય છે, ત્યારે તે જીવાત્મા નીચેની અધોભૂમિમાં કે નરક જેવાં સ્થાનોમાં જઈને તે કર્મની અકામ નિર્જરા (જ્ઞાનરહિત નિર્જરા) દ્વારા પરિમિત કાળ સુધી અતિ કષ્ટ વેઠીને દુષ્ટ કર્મોને ભોગવે છે

ખરાબ અને ભારી ખોરાક લેવાથી ટાઇફોઇડ થાય છે તે જ

રીતે ખરાબ દશ્યો જોવાથી કે વિકારી વાતોથી વૃત્તિની દુષ્ટતા ખોટું વર્તન કરાવે છે અને તેને લીધે હરીફાઈ, મમત્વ, વિષય, વિકાર, ક્રોધ વગેરે આંતરિક મળો એકઠા થાય છે જેટલા પ્રમાણમાં મળ વધે તેટલા પ્રમાણમાં ધબ્બાઓ વધે, અંતઃકરણની કાળી ધબ્બા કરે ક્રોધની માત્રા વધી એટલે આખી કાળી લાલચોળ થઈ જાય ધૂણી જેવી એ ધબ્બા કરે પોતાથી એ સહન ન થાય અને આસપાસના બીજાઓ પણ એથી દાઝે સ્વાર્થનો રાક્ષસ તેને પીવા કરે મોટા કાવાદાવા, હરામખોરી વગેરે અનેક પાપોનો મળ ખુલ્લે બારણે ચાલ્યો આવે, મોઢાં મોટાં ખાલી ગગનાં એકદમ છલોછલ ભરાઈ જાય દુષ્ટ વિચારો બહારના બધા દુષ્ટ પરમાણુઓને અંદર આકર્ષે છે જગતને સ્વજાતીય સ્વાર્થને આકર્ષવાનો સ્વજાતીય પદાર્થમાત્રમાં ગુણ હોય છે પછી તો દુર્ગંધની ગંધના પરમાણુઓ કરતા પણ ઉગ્ર અને દુર્ગંધી ખરાબ વિચારના પરમાણુઓનો પ્રવાહ ચાલ્યો આવે તે પ્રવાહ અતિ સૂક્ષ્મ છે તે તો સૂક્ષ્મ દૃષ્ટિ પ્રગટે ત્યારે જ સમજાય. એટલે જ મહાપુરુષો કહે છે કે તમારી વૃત્તિના રંગને તપાસો, અને તે જેવો વેગ હોય તેવી જ અનુપ્રેક્ષા પણ સતતક કરી આત્મનિરીક્ષણ કરવાની ટેવ પાડો

### ઊંડું ચિંતન

બીજાની ભૂલો જેટલી સહેલાઈથી જોઈ શકાય, તેટલી પોતાની ભૂલો બહુ સહેલાઈથી નથી જડતી નિરંતરના ઊંડા ઊંડા ચિંતનનો અભ્યાસ એ માટે જરૂરી છે ભૂલ જોયા પછી પણ એ ભૂલની ચાંપ ક્યાં છે, કઈ ચાંપ દબાવવાથી આ પ્રવાહ બંધ થશે? કેટલાક સાધકો 'પ્રવાહ બંધ થઈ જાઓ' એવાં રેકા સૂત્રો બોલ્યા કરે છે પણ પ્રવાહના સ્વરૂપને, એનાં કારણોને એની શક્તિને જાણી ન હોય, તેમ કોઈવાર એ જ્ઞાનનું આચરણ ન કર્યું હોય ત્યાં સુધી બોલવાનો અર્થ જ શો! "ચાંપ બંધ થઈ જાઓ," એમ સમજ્યા વિના માત્ર બોલવાથી તે બંધ થઈ શકે નહિ તે તો જ્યારે લક્ષપૂર્વક ઉપયોગપૂર્વક દબાવાય

ત્યારે જ બંધ થાય માત્ર ઇચ્છા કરો એટલે પાપો ન રોકાય તેને માટે તો યથાર્થ પ્રવૃત્તિ થવી જોઈએ

ભગવાન મહાવીરે કહ્યું છે કે મન વચન અને કર્મ એ ત્રણે કારણને કરવું, કરાવવું અને અનુમોદન આપવું એમ ત્રણ યોગો દ્વારા એટલે કે નવ પ્રકારે તે કળને દબાવવી જોઈએ તેમાં જરાયે શિથિલતા ન ચાલે જો હાથમાંથી કાબૂ ચાલ્યો જાય તો બાજી બગડી જાય માટે સારી રીતે ઉપયોગપૂર્વક આસ્રવના દ્વારને પ્રથમ જાણો તેમાં આત્માના ઉપયોગને જોડો અને એ આસ્રવનાં દ્વારો જાણીને કોઈ પણ માર્ગ ખુલ્લો ન રહી જાય ત રીતે તેને બંધ કરતા શીખો.

ચેતવણી

પણ તમને એટલી ચાદી આપું છું કે ત્યાં ફૂલબાઈના જેવા ફૂવડ ન બનશો

ફૂવડ ફૂલબાઈના ઘરમાં ગાયો, કૂતરા, બિલાડાં, કૂતરા જાળી ન હોવાથી અંદર પેસી જતાં તેથી તો એક વખત શેઠને કહીને દ્વાર ઉપર કૂતરાજાળી કરાવી, પણ બંધ કરવાનું ભાન ન હતું ફૂલબાઈ પાછળ પચાતમાં એટલા બધા પાવરધા કે તેને બારણું બંધ કરવાનું સાંભરે જ નહિ આથી કૂતરાજાળી કરાવવા છતાં પેલાં કૂતરાં ને બિલાડાં કે જેમને કૂતરાજાળી દેખીને ચિંતા થતી કે હવે ફૂલબાઈના ઘરનો લાભ નહીં મળે, તેમને પણ બાઈની આવી બેદરકારીથી ચિંતા મટી ગઈ તે બધા સંકોચ વિના પ્રથમની જેમ જ મોકળા મનથી ફૂલબાઈના ઘરમાં ભરાઈ જવા લાગ્યા

આ જ રીતે જો તમે ફૂવડ જેવા બની ગયા, તો તે દશા ભયંકર જ સમજજો. પ્રમાદ આવ્યો એટલે પછી બારણાં હોય તોય શું ને ન હોય તોયે શું ? બન્ને સરખું છે માટે બરાબર સાવધ બનો ને જુઓ કે કોણ કયે દરવાજેથી પેસી જાય છે, કયા દરવાજાને સાંકળ છે કોને નથી ? કયા ભાગમાં જાળીઓ બંધ છે ? કયાં નથી ?

એ રીતે બધા કમાડ અને બધી બારીઓ બરાબર જુઓ. તેની સાંકળો તપાસો જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં બંધ કરવાની ને ખુલ્લા રાખવાની ચોકીદારી રાખો અંદર શું જણાય છે તે ઘડી ઘડી તપાસો

### અંતરાવલોકન

તમો રાગ-દ્વેષની અનેક કાળની પ્રકૃતિથી ભિન્ન છો એવું માની કે ક્યારૂપે વિચારો પ્રગટ થતા રાગ અને દ્વેષ આ સંસારની ઉત્પત્તિનાં મુખ્ય કારણો છે, અને તે રાગ અને દ્વેષના અનુજ ક્રોધ, માન, માયા ને લોભ એવા ચાર કષાયો સૂક્ષ્મરૂપે છે તમોને જ્યારે ક્રોધ થાય કે અભિમાન અને ત્યારે તે શાથી અને શા માટે થાય છે તે તપાસો તેનું પ્રમાણ કેવું છે? તે કેટલા વેગથી આવે છે? તે વધુ બારીકાઈથી જુઓ વિકાર શાથી થાય છે? મોહ શાને લઈને થાય છે? તે બધાંનાં મૂળ કારણમાં ઊંડાં ઊંડાં ઊતરો, પાધરું પરંતુ તમારું અંદરનું ખેંચાણ કેવું અને ક્યાંથી થાય છે તે સામે જુઓ

જો તમોને વિકાર થતો હોય તો માનજો કે વિકાર પ્રકટાવનારા મરણગી પરમાણુઓ તમારામાં બહુ ભર્યાં છે એમને તમોએ ખૂબ મેળવ્યાં છે રખેને ચાલ્યા જાય, તે રીતે તેમને તમે જકડી રાખ્યા ? મોટા પ્રમાણમાં તેનું પોષણ કરેલ છે વિકારી તત્ત્વોની તરફ ખૂબ આકર્ષણ મેળી તેમાંજ સુખ માન્યું તે બદામી લોહી, ચરબી અને ચામડાથી બનેલ એ દેહમાં ભ્રાંતિથી સૌંદર્ય માની તેને લૂંટ્યું છે કૂતરું હાડકાંને કરડતા તાળવામાંથી લોહી નીકળે, એને લોહીની મીઠાશને હાડકાંની મીઠાશ માની ચૂસ્યાં કરે તેમ જીવે એ લોહી અને ચામડામાં મીઠાશ માની લીધી છે વિકાર ફાલેફૂલે તેવાં સુંદર સ્થાનો અને અનુકૂળ વાતાવરણો તેમજ નિવાસો સરજ્યાં છે તેથી જ નિમિત્ત મળતાં તે જાતનું આકર્ષણ રહે છે

### જાગૃતિ અને સમયની જરૂર

પણ આ તમારું બગડેલ માનસચિત્ર તપાસવાની તમને ફુરસદ ન હોય ત્યાં સુધી તે શુદ્ધ બની શકશે નહિ તમારું બગડેલ ઘાર

તપાસવા ખાતર દિવસના એકાદ કલાક તેની ખાતર ખાસ અલાયદો કાઢો. હું તમોને એક કલાક કાઢવાનું કહું છું. તેમાં પણ તમે એમ જ કહીને ઊભા રહેવાના કે, 'વાત ખરી, પણ એટલી ફુરસદ નથી!' પણ તમે યાદ રાખજો કે એ તમારું તદ્દન પોકળ બહાનું માત્ર છે. તમો ધારો તો દિવસનો એક કલાક અવશ્ય કાઢી શકો છો. ત્રેવીસ ત્રેવીસ કલાક સુધી ઇન્દ્રિયોના લાલનપાલનને માટે સમય કાઢી શકો, પેટનું કરવા માટે કલાકોના કલાકો આપી શકો, તો એક કલાક આત્માની શુદ્ધિ માટે શા માટે ન કાઢી શકો? માત્ર હૃદયથી એ ઊગવું જોઈએ. એ વાત પણ ખાસ નોંધી રાખજો કે જો આજે સમય નહિ કાઢો તો પછી વ્યાજ સાથે તે સમય આપવો જ પડશે. તેમ કર્યા વિના એકનો છૂટકો થવાનો જ નથી. પણ એટલો જ ફેર કે આજે તમારી પાસે જે સાધનો છે તે તે વખતે નહિ હોય, અને તેને અંગે તમારે પસ્તાવું પડશે. પણ આ એક કલાક તદ્દન એકધારો જોઈએ. તેટલી ઘડી જંજાળની કફનીને છોડી દેવી જોઈએ. સ્થાન પણ એવું પસંદ કરવું જોઈએ કે જ્યાં નૈસર્ગિક અમિલનોવાળું એકાંત હોય! વળી તમારી હાજરી અને દેહ પણ શુદ્ધ જોઈએ તો જ સ્ફૂર્તિ રહે અને સુંદર વિચારોની ગોઠવણી સજાવટ થાય. તમારું આસન પણ અચળ જોઈએ. એથી ચિત્તની એકાગ્રતામાં વેગ મળે. જૈનસૂત્રોમાં આવું વ્રત ખાસ લેવામાં આવે છે, અને તેને સામાયિક વ્રત કહેવાય છે.

**દૃઢ સંકલ્પ**

હવે બીજી વાત એ કે આપણે જો અમુક ચીજને કાઢવી છે અને તેના દ્વાર બંધ જ કરવા છે, તો તે પરત્વે આપણે મજબૂત સંકલ્પશક્તિ કેંદ્રિત કરવી જોઈએ. કારણ કે જે વસ્તુ પ્રત્યે સાચો અભાવ થાય, તે વસ્તુ પ્રત્યે ખેંચાતી વૃત્તિ જ્યારે જુએ કે હવે માલિક જાગ્યો છે, અને જો હું નહિ હઠું તો માર ખાવ લાગશે, ત્યારે એ આપોઆપ ખેંચાતી બંધ થાય છે. પણ આ વખતે

તમારે એટલાં બધા કઠોર અને દઢ બનવું પડશે કે પછી કોઇને કદાપિ નમતું આપવાનું રહેશે નહિ અને તેટલા પ્રિય સુંદર અને મોહક પદાર્થોનાં પ્રલોભનો આવીને ઊભાં રહે, પણ સંકલ્પ દઢ જ રહેવો જોઇએ ક્રમેક્રમે સંકલ્પના બળને વધારવું પડશે.

જેમ 'મેસમેરીઝમ'ના પ્રયોગમાં પ્રયોજક પોતાને અધીન થયેલા પાત્રના મનનો કાબૂ લઈ ધાર્યું કરાવે છે, તેમ હું તો પુરૂષ છું અને તે તો પ્રકૃતિ છે, એ મારી દાબી રહે ને મારી હાંકી હંકાશે, આવા સબળ નિશ્ચયથી વૃત્તિ ઉપરનો કાબૂ લઈ લેવો. એટલે તુરત જ તે ખળભળાટ કરશે. જોકે શરૂ તો જબ્બર આવેગે જ તે પહેલાં જેમ પ્રલોભન બતાવશે, તેમ પછીથી ધમકી પણ આપશે, આજીજી પણ કરશે, કકળાવવા પણ કરશે અને છેવટ રડવા સુધીના બધાય ઉપાયો કરશે પણ તે વખતે તમારું સંકલ્પબળ ડગી જવું ન જોઇએ. સ્વામી રામતીર્થ દ. સંકલ્પમૂર્તિ હતા! તે હમેશાં કહેતા: ઓ કુદરતના ખજાના! હું તારો શહેનશાહ છું તે જ રીતે તમેય આખા વિશ્વના અધિષ્ઠાતા રાજાધિરાજ છો અને પ્રકૃતિ તો તમો જન્મ્યા એટલે તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાને બંધાયેલ છે પણ તમે જ પ્રકૃતિને ભોળાથી તેને અધીન થયા, તેના ચરણમાં પડી ધરી, પછી તો તે નફ્ફટની અને તમારી ધણિયાણી થઈ પડી. તે સમજે છે કે આત્મદેવ નિદ્રામાં છે એટલે તે મારે અધીન છે પછી તેને ડર શાનો! તમારી ઘોરાઘણી કરામણીથી તે નીકળે શાની?

**વીરસિંહ માયાને વશ કરે છે**

એક શહેરમાં કાયરસિંહ નામનો કાયસ્થ રહેતો હતો. તેને મોહિની નામની સ્ત્રી હતી. મોહિની ઉપર તે એટલો મુગ્ધ અને અધીન હતો કે તે કહે તે જ પ્રમાણે કરે. તે તેની ઇચ્છાને અધીન, હમેશનો ગુલામ હતો. મોહિની જે માગે તે ગમે ત્યાંથી તે હાજર કરે. તેના હુકમને તાબે રહે. પછી તો પૂછવું શું? મોહિનીએ આ કાયરની મુગ્ધતાનો લાભ લઈ તેના ઉપર એટલી તો સત્તા જમાવી

કે જ્યારે તેને ખાવુ' હોય ત્યારે કાયરસિહને વાંકો રાખી, તેની ગોડી કરી, તેના વાસા ઉપર થાળી રાખીને, જમે તેને હમેશની આવી આત પડી ગઈ લાના કાળે પછી તો તે એવી ટેવાઈ ગઈ કે જે દિવસે આ પ્રમાણે ન કરે તે દિવસ તેને ખાવુ ભાવે નહિ આ પ્રમાણે ખાય તોજ મોહિનીને પ્રસન્નતા જન્મે એટલે મોહિનીને પ્રસન્ન રાખવા ખાતર કાયરસિહને આ બધુ ચલાવી જ લેવુ પડતુ મોહિનીની આદત આ રીતે વધારે જોરાવર થતી ગઈ, અને કાયરસિંહ મોહિનીના મોહમાં ખાતો ગયો વખત જતા મોહિનીને એક પુત્રી થઈ તેનુ નામ માયાદેવી માયાદેવી નાનપણથી, આ બધા સન્સ્કારોમા ઊછરી હતી ક્રમેક્રમે ઉમરલાયક થઈ, પણ તેને કોઇ પરણવા તૈયાર થાય નહિ. કારણ કે મોહિનીની શરત એ હતી કે તેની દીકરી કહે તે પ્રમાણે કરે તેની સાથે જ તેને પરણાવવી કાયરસિહની સ્થિતિ જગજાહેર હતી એટલે મોહિનીની દીકરી માયાદેવીને પરણવાની હિમત કોણ કરે ? માયા રૂપવાન અને દેખાવડી ખરી, પણ મોહનીની શરત ભારે ભૂડી કેટલાય મૂરતિયા જોવા આવી ગયા, પણ તેના ઘરનો આચાર અને રીતભાત દેખી કોઈ સગપણ કરતુ નહિ એક વખત વીરસિહ નામનો કાયસ્થ સારા હોદ્દા ઉપર હતો તે ઘરજાન થયેલ તેણે આ મોહિનીની કુવારી દીકરી અને તેની શરતોની વાત સાભળી, અને તેના ઘરે આવ્યો વાતચીત કરી દીકરી અને તેના ઘરનો બેહૂદો વ્યવહાર પણ જોયો મોહિનીની રૂબરુમા કન્યાનુ માગુ કર્યું મોહિની પહેલા તો મૂરતિયાને જોઈ ખૂબ રાજી થઈ પછી ધીમેથી કહ્યુ "તમે જાણતા તો હશો જ કે જે મારી દીકરી કહે તે પ્રમાણે કર તેને જ માયાદેવી પરણાવવી એવો મારો નિર્ધાર છે " વીરસિહે કહ્યુ "ઘણી જ સુદર વાત. પોતાની પત્નીને પ્રસન્ન રાખવી એ તો દરેક પતિનો ધર્મ છે એમા શરત શી કરવી ?' મોહિની કહે "ના, એમ મોઢાની વાતે ન ચાલે તમારે લખી આપવુ જોઈશે.' વીરસિહે લખી

આપ્યુ "તમારી દીકરી કહે તેમ જ મારે વર્તવુ" મોહિની ખૂબ ગજી થઈ અને સોરો કબૂલ કર્યો શુભ મુહૂર્તે લગ્ન થયાં અને જાનને વિદાય આપી

હવે વીરસિંહ ખાદાન, મસ્કરી અને વટદાર વીર હતો તેનો સ્વભાવ જ એવો સત્યપ્રિય અને ન્યાયપ્રિય હતો કે પોતે જેમ બોલે તેમ જ વર્તે નિયમિતતા અને શિસ્તપાલનથી તે ટેવાયેલ હતો પરણવા પહેલા જ એણે વિચાર કરી રાખ્યો હતો કે એક સ્ત્રી જાતિ મારી સામે હરફ ઉચ્ચારે તો હું મર્દ જ શાનો કહેવાઉ ? એટલે માયાદેવીને પોતાના સ્વભાવનો પ્રથમ પરિચય કરાવવા માટે તેણે એક પ્રયોગ કર્યો જાન વિદાય થઈ અને અર્ધે રસ્તે જ્યારે બધા વિરામ લેવા ભાતું ખાવા બેઠા, ત્યારે તેણે પોતાના ગોર નોકરને હુકમ કર્યો "મોહન! પાણી લાવ' 'જી હા' કહીને મોહન કોઈ કામમાં અટવાઈ ગયો થોડીવાર થઈ, પાણી ન આવ્યુ એટલે વીરસિંહે ત્રાડ પાડી "મોહના! પાણી ક્યાં ?" ગરીબ મોહને કહ્યુ 'સાહેબ! ભૂલી ગયો' તુરત જ વીરસિંહે મોહનના ગાલ ઉપર એક લપડાક લગાવી દીધી અને કહ્યુ 'ચાલ્યો જા અહીંથી મારે તારૂં કામ નથી" મોહને ખૂબ આજીજી કરી ત્યારે માફી આપી આ પહેલા જ પ્રસંગમાં માયાદેવી જે પાસે જ હતી અને નવી નવેલી ઓળખાતી હતી તે હેબતાઈ ગઈ થોડીવાર પછી કમર છોડીને સૌ છૂટાછવા નાસ્તો કરવા લાગ્યા વીરસિંહ અને માયાદેવી પણ એક બાજુ ખાવા માટે બેઠા એટલામાં એક બિલાડી બરાબર વચ્ચેથી કૂદી તુરત જ વીરસિંહે એક લાકડી વડે એવી તો ઝપટ લગાવી કે બિલાડી ત્રણ ગલોટિયાં ખાઈ ગઈ અને મોઢેથી વીરસિંહે કહ્યુ "સાળી! અહીંથી'" આ બે પ્રસંગોથી વીરસિંહના ચંડ સ્વભાવનો માયાદેવીને ખ્યાલ આવી ગયો તેને થયુ કે આની પાસે તો એક શબ્દ પણ બોલી શકાશે નહિ જાન ઘેર આવી ગત વીતી ગઈ. સવાર થયુ એટલે વીરસિંહ ઊઠીને ઘરના મોભારા ઉપર ચઢી

ગયો, અને કહ્યું "નવી ! મારે નાહવું છે ઉપર પાણી લાવો" માયાદેવી કહે "કયા મોભારે ?" 'હા—હા, હું હમેશાં મોભારે સ્નાન કરું છું" એટલું જોરદાર સાભળી માયાદેવી એક હરફ પણ કાઢી શકી નહિ નિસરણી માંડી, નાબાકૂડીમાં પાણી લઈ ઉપર ચડી વીરસિંહે ઉપર નાહી લીધું માયા નીચે ઊતરી જમવાનો સમય થયો વીરસિંહ વળી મોભારે ચડી ગયો, અને હાકોટો કર્યો, "નવી ! ઉપર ખાવાનું લાવ' માયા ગભરાણી "આપને આ શું ? ઉપર તે ખવાતું હશે ?" મનમાં ઘણાય વિચારો આવ્યા, પણ કંઈ બોલી શકી નહિ વીરસિંહનો ચહેરો જ મરદાનગીભર્યો તેની સામુ નજર પણ ન મંડાય આખો થાળ ભરીને માયા ઉપર ચડી વીરસીંહે ખાઈ લીધું માયા નીચે ઊતરી બસ, દરરોજનો એ જ કાર્યક્રમ બે, ત્રણ અને ચાર દિવસ થયા માયા ખૂબ મૂંઝાણી આખરે પોતાની મા ઉપર એક ખાનગી સંદેશો લખ્યો "મારે માથે મોટી આફત આવી છે હું અહીં જીવી નહિ શકું જો તારે જીવતી રાખવી હોય તો મને અહીંથી તેડી જા" મોહિની ધા નાખતી આવી માયાદેવી માના ખોળામાં પડી અને ધ્રૂસકે ધ્રુસકે રડવા લાગી મોહિનીએ બધી વાત સાંભળી ને ચમકી ગઈ પછી જમાઈરાજ વીરસિંહ પાસે આવી મોહિનીએ કહ્યું "જમાઈરાજ ! તમે આ શું કરો છો ? તમે તો લખી આપ્યું હતું કે જેમ મારી દીકરી કહે તેમ કરવું' વીરસિંહ કહે 'તે કોણે ના પાડી છે ? તમારી દીકરીએ શું કહ્યું અને મેં શું નથી કર્યું ?" મોહિની કહે "તમે હાકેમની માફક ડોળા ફાડો અને નાડ નાખો એટલે મારી દીકરીનું જડબું પણ કેમ ફાટે ' કોઈ મોભારે ચડીને નહાતું હશે' અને મોભારે ચડીને ખાતું હશે ?" વીરસિંહ કહે "હું તો સ્વતંત્ર છું મારે કેમ બોલવું અને કેમ વર્તવું એ બધુંય કંઈ મેં તમને લખી નથી આપ્યું અને આ તો અમારા ઘરનો રિવાજ છે." મોહિની કહે 'અરે ! આવો તે રિવાજ હોતો હશે ? ભલા

થઈને મારી ટીમ્ણી ઉપર દયા લાવો આમ ચડ-ઊતર કરીને મારી માયા તો મરી જશે. જુઓને, આટલા દિવસમા કેટી દૂબળી થઇ ગઈ છે" વીરસિંહ કહે "હાલવા મંડો, હાલવા! તમે તમારા ઘરના ધણી ને હું મારા ઘરનો ધણી! તમે મને સુધારવા આવ્યાં છો પણ પહેલાં તમારું ઘર સભાળો" મોદિની કહે હવે કોઇ રીતે ભલા થશો! તમો કહો તેમ કરવું" વીરસિંહ કહે 'જુઓ સાસુજી, આ તો આદ્યકાળનો રિવાજ છે કે–

> જેના સસરાના વાસામા ભાણુ,
> તેના જમાઈના મોભારે ના'ણુ,
> અને જેના સસરાના વાસામા ભાણુ,
> તેના જમાઈના મોભારે ખાણુ

ઊઠો ઘરે સિધાવો હવે તો જ્યારે મારા સસરાના વાસા ઉપરથી ભાણું નીકળી જશે ત્યારે આ મારો રિવાજ બંધ પડશે"

મોદિની રાંક બની ગઈ ઠેકાણે આવી ગઈ વાસા ઉપરથી ભાણું નીકળી ગયા.

સારાંશ એ કે કે પ્રકૃતિ ઉપર પુરુષનું—આત્માનુ આવુ સ્વામિત્વ હોવુ જોઈએ જે કોઇ પ્રકૃતિના ગુલામ—દાસ જેવા હોય છે ને હાવરસિંહ જેવા જ હોય છે વિચારજો કે તમારા ઘરમાં ધણી તમે કે પ્રકૃતિ ?

> કરાવે તે મુજબ કરવુ, ફેરાવે તે મુજબ ફરવું,
> મરાવે તે મુજબ મરવું, ધણી આમા તમે કે તે?
> વગાડી ટોકરી ટેવે, મૂકી દે ન્યાયને નેવે,
> અનાચારો બધા સેવે, ધણી આમા તમે કે તે?

જે કોઇ વીરસિંહ જેવા હોય છે તે પ્રકૃતિને સંપૂર્ણ વશ

તેની પાસેથી ધાર્યું કામ કરાવે છે આ ઉપરથી કોઈએ અવળો ન્યાય ઉતારવાનો નથી, કે પુરુષ પોતાની સ્ત્રી ઉપર આવો દાબ બેસાડે તો જ સ્ત્રી ઠેકાણે આવે આ તો એક રૂપકકથા છે

**સારાશ**

પુરુષે પ્રકૃતિ ઉપર સ્વામિત્વ રાખવા માટે પ્રથમ અનુપ્રેક્ષા કરી, સાક્ષી—દ્રષ્ટા થવુ પ્રકૃતિ મારી આજ્ઞામા રહેવી જોઈએ, એ ઉપરથી દ્રષ્ટા પછી નિયતા, પછી ભર્તા અને છેવટે તેના સ્વામી બનવુ જોઈએ વર્તમાનમા ભોગ ભાગે પુરુષની સ્થિતિ કાયરસિદ્ધ જેવી છે નિ અવસ્થામાથી ઉન્નત થવુ જોઈએ જો તે જ અનુપ્રેક્ષા કરી શકે અનુપ્રેક્ષા કરે તે જ ક્રમેક્રમે પ્રકૃતિ પર સ્વામિત્વ પ્રાપ્ત કરે

ૐ શાતિ

# જૈન કોણ બની શકે?

## [ પ્રવચન સાતમું ]

જૈનની વ્યાખ્યા તો એટલી બધી ઊંડી અને વિશાળ છે કે તેને એક વ્યાખ્યાનમાં ન્યાય ન જ આપી શકાય પરંતુ આજે હું જૈનની યોગ્યતાને લગતા એક અંગ વિષે કહેવા માગું છું તે અંગનું નામ છે સમદૃષ્ટિ કે સમ્યક્દૃષ્ટિ. જૈનધર્મમાં ભળનાર વ્યક્તિને આટલી યોગ્યતા તો કેળવી જ લેવી પડે છે જોકે આ શબ્દથી પ્રત્યેક જૈન ખૂબ ખૂબ પરિચિત છે, અને તેથી જ अतिपरिचयादवज्ञा જેવી તે અંગની સ્થિતિ થઈ છે મને પણ લાગ્યું છે કે તે શબ્દ ધીમે ધીમે રૂઢ થતો ગયો છે, અને જેમજેમ તે રૂઢ થતો ગયો છે તેમતેમ જૈન શબ્દ ગુણવાચી મટી જાતિવાચી બની ગયો છે આજે જૈન શબ્દ બોલતાં જ સાથે સાથે વણિક જ્ઞાતિનો સંબંધ આવી જાય કારણ કે આજે જૈનધર્મ વાણિયા અને તેમાં પણ અમુક વિભાગમાં જ પુરાઈ ગયો હોય તેવું મનાય છે વસ્તુતઃ તેવું કશું નથી જૈન ગુણવાચી શબ્દ છે, જાતિવાચી નથી જ

જૈન અને સમદૃષ્ટિ એ બન્ને વચ્ચે પરસ્પર ખૂબ સંબંધ છે, "જિન એટલે રાગદ્વેષના સંપૂર્ણ વિજેતા અને તેનો અનુયાયી તે જૈન" એટલે કે આત્મરિપુઓ સાથે યુદ્ધ ખેલનાર એક બળવાન યોદ્ધો તે જૈન, સમદૃષ્ટિએ જૈન વીરનું અજોડ બખ્તર—કોઈ શસ્ત્રોથી ન ભેદાય તેવું નિબિડ અને છતાંય હળવું ફૂલ જેવું

મત જુએ તો કોઈને શોખ જુદો કોઈ વૈરાગ્યની વાત કરે, તો કોઈ ભૂડાઇ કરવામાં જ સાર્થક માને કોઈ ધર્મનું ધ્યાન ધરે તો કોઈ કૂડ, કલેશ, કકાસ કરે કોઈ પરદુ:ખ જોઈ રડી પડે, તો કોઈ બીજાને મારીને મરે, કોઈ ભક્ત થઈ પ્રભુને ભજે, તો કોઈ ત્યાગી થઈ જગતને તજે, કોઈ વિવિધ શણગાર જ સજે, તો કોઈ વૈરાગ્ય ની ભાવના ભજે, કોઈ મધુપાનથી મોજ માણે, તો કોઈ સાહિત્ય અને સ્નેહના અમૃત આરાગી મોજ માણે કેવી એ વિચિત્રતા! વસ્તુ એક જ છતાં કેટલી વિભિન્નતા! આ વૈચિત્ર્ય એ જ સસારનું સ્વરૂપ

આ બધી વિચિત્રતા શાથી દેખાય છે તે તમો જાણો છો? નહિ, તો હું એક તમારા નિત્ય અનુભવનું એક દૃષ્ટાંત આપુ તે પરથી તમે તુરત સમજી જશો

જુઓ, તમારી આખ એક વસ્તુ જુએ છે ધારો કે તે વસ્તુ ધોળી છે હવે તમે તમારી આંખ પર લાલ ચશ્મા ચઢાવીને પાછી તે જ વસ્તુને ફરી જુઓ હવે તમને લાલ લાગે છે ખરુ ને? હવે લાલ ચશ્મા ઉતારીને લીલા ચશ્મા પહેરો, અને પછી જુઓ એની એ જ વસ્તુ લીલી દેખાશે એકની એક વસ્તુનાં તમે એક ક્ષણમાં ત્રણ સ્વરૂપો જોયા તમારી આખ પણ તે છે, અને પદાર્થ પણ તેનો તે જ છે છતા આ વિચિત્રતા ક્યાંથી આવી? હવે તમો સ્પષ્ટ જાણી શકશો અને કહી નાખશો કે એ વિચિત્રતા ચશ્મામાંથી ઉત્પન્ન થયેલી જ છે

મને લાગે છે કે આ દૃષ્ટાત તમને બહુ સામાન્ય કોટિનુ લાગશે છતા તમો વિચારશો તો તેમાંથી તમોને ઘણુ ઘણુ મળી રહેશે આટલી સમજણ પ્રગટે એટલે આખો ભ્રમ જ ટળી જાય આ વૈચિત્ર્ય સમજાયા પછી વસ્તુ પર રગનો આરોપ ન થાય કે વસ્તુને બદલ વાનો પ્રયાસ પણ ન થાય પછી તો વસ્તુનુ યથાર્થ સ્વરૂપ જોવા માટે માત્ર ચશ્મા ઉતારવાનુ જ રહે બસ, આ એક દૃષ્ટાત વિચા

વાથી જ સમ્યક્દૃષ્ટિનું વાસ્તવિક સ્વરૂપ સ્પષ્ટ સમજાઈ રહેશે, એમાં શંકા નથી.

**સમદૃષ્ટિનું જીવન**

સમ્યક્દૃષ્ટિ પણ જીવે તો બીજા જીવે તેમ પણ દૃષ્ટિના જીવનમાં મોટો ફેર હોય છે. તે આ સંસારનાટકમાં નટ બની બેસે પણ ખરો પરંતુ તે સમજે કે આ મારી પોતાની ક્રિયા નથી, આ તો માત્ર મેં વેશ ભજવ્યો છે તે જ ભજવું છું. આવા સમ્યક્દૃષ્ટિવાળા વીરને—

> જન ભિન્ન ભિન્ન જણાય છે, સમદૃષ્ટિથી સમજાય છે,
> વિવિધ રુચિ વરતાય છે, મનસૃષ્ટિ એવી સુઝાય છે

દેખાતી ભિન્નતા અને વિવિધતા માત્ર મનસૃષ્ટિના ખેલ છે, એવું સ્પષ્ટ સમજાય છે અને તેથી જ તેની વૃત્તિમાં સમૂળો પલટો જ થઈ જાય છે. આજસુધી તે ઘાણીના બેલની જેમ પાટા બાંધી ભમતો હોવા છતાં સાનમાં હતો, હવે તેને તે વાત સમજાઈ ગઈ, એટલે પ્રગતિને પથે પડ્યો.

**સમ્યક્દૃષ્ટિ અને વિષમદૃષ્ટિમાં ફેર શો ?**

સમ્યક્દૃષ્ટિ વિશ્વમાં બેઠેલા જીવોને સામે સમદૃષ્ટિથી જુએ, અને સાથે રહે છતાં ગમે નહિ તે સમજે કે મનુષ્ય જે ભૂમિકા પર હોય તેવું આચરણ કરે. જેવું અંદર હોય તેવું બહાર નીકળે. કસ્તૂરી હોય ત્યાંથી કસ્તૂરી નીકળે અને અંદર કાંદા જ્યાં હોય તે કાંદા નીકળે. અંદર સુવર્ણ હોય તો સુવર્ણ નીકળે ને અંદર પથરા હોય તો બહાર પથરા જ નીકળે. તેમાં નવાઈ શી છે? આવું જોનારને કેવી મજા હોય? વિચારો. મજા ખેલનારને નથી મજા તો જોનારને છે. આથી જ જ્ઞાની પુરુષો એક બાજુ કસાઈને, શિકારીને કે અન્ય ચોરોને જુએ, બીજી બાજુ દયાળુ માયાળુ અને યોગીને જુએ, તોપણ તેનામાં રાગદ્વેષનો દ્વિધાભાવ જાગતો નથી. તે સુખમાં ન ફુલાય કે દુઃખમાં

ન મુંઝાય કારણ કે તે બરાબર સમજે છે કે સુખ અને દુખ એ તો શુભ કે અશુભ કર્મનું જ ફળ છે જે પ્રમાણે આ જીવ કર્મ કરે તે પ્રમાણે ફળ મળે એ તો કર્મનો અચળ ન્યાય છે એટલે મે પોતે કર્મ કરીને દુખને નોતર્યું છે તો પછી અતિથિને નોતર્યા પછી અણગમો શા માટે? સંસારમા રહેવા છતા તે નિર્લેપ રહી શકે છે તે ગ્રહણાયોગ્ય ગ્રહે છે, અને તજવાયોગ્ય તજે છે તે સમજે છે કે આ બધી વિચિત્રતા બહારની ઉપાધિથી જ દેખાય છે અવિદ્યાના ચશ્મા ઉતાર્યા પછી તો બધુ સમાન જ છે જોઈએ તો સ્ત્રી હોય કે પુરુષ, સમદૃષ્ટિને તો બન્નેમા એમેવો આત્મા જ દેખાય આમ હોય તો યે ઠીક અને તેમ હોય તો યે ઠીક આ સારુ અને આ ખરાબ, તે પણ માત્ર વ્યવહાર પૂરતુ માને છે, કારણ કે સારુ કે નરસુ એ અમુક અપેક્ષાએ છે પણ આ જ સ્થળે વિસમદૃષ્ટિ હોય તો આથી બધુ ઊલટુ જ દેખાય સુખ દેખીને હૈયુ ઊછળે અને દુખ દેખતા જ નાસવા માંડે જરા કષ્ટ પડે કે તે રડારોળ કરી મૂકે પોતાને સગે હાથે કૈંક પાપકર્મો કર્યા હોય, પોતે જાણતો પણ હોય, પરંતુ ઉદય આવે એટલે 'બાપ બાપ મારી અને બાપ બાપસિયા' થાય

સમ્યક્દૃષ્ટિ સસારના બંધન જોઈ જ્યા બધનથી છૂટે છે ત્યા જ મિથ્યાદૃષ્ટિ બધાય છે ભેદ તો માત્ર દૃષ્ટિનો, પણ પરિણામનુ અંતર તો આકાશ અને પાતાળ જેટલુ સમ્યક્દૃષ્ટિને હળાહળ પાપાચારના સ્થાનમા મૂકી દીધો હોય તો ત્યા પણ તે અમૃત જ પીએ મિથ્યા દૃષ્ટિને અમૃત ઝરતા ધર્મસ્થાનમા મૂક્યો હોય તોય તેની વિષમ દૃષ્ટિ વિરને રોવ એ દોષને જુએ, પોતાના ડહાપણનો પરિચય આપે છોડવાને બદલે કર્મ બાધીને જાય જૈનસૂત્ર કહે છે "આસવા હોઈ પરિસવા, પરિસવા હોઈ આસવા" સમ્યક્દૃષ્ટિ જીવ પાપીમાથી પણ શુદ્ધતાનું નિમિત્ત લે છે, અને વિસમદૃષ્ટિ એથી ઊલટુ જ કરે છે મૂએલી સ્ત્રીને જોઈને પણ કામી કામ વધારે છે, ત્યારે યોગી કામ જન્ય સ્થળમાં પણ વૈરાગ્યની વૃદ્ધિ કરે છે મતલબ કે દોષ સામા

### દેખાતા દૃશ્યનો નથી, પણ દૃષ્ટિનો છે

### દૃષ્ટિનુ મૂળ ક્યાં?

એક જ પદાર્થમાં જુદાપણું દેખાય, એક જ સ્થાનમાં વિભિન્નતા દેખાય, તેનું શું કારણ છે? તમો જાણો છો તેનું કારણ? હું મન વિભાગમાં 'સંસ્કાર અને જીવનવિકાસ' એ વ્યાખ્યાનમાં વર્ણવી ગયો છુ તે તેનું કારણ છે અને તેને આપણે સંસ્કારો તરીકે ઓળખીએ છીએ જીવોમાં જે પ્રકારના પૂર્વસંસ્કારો હોય તેજ જાતના તેને ચશ્મા (દૃષ્ટિ) મળે છે સારા સંસ્કારોને પોષવાથી સૌમ્ય દૃષ્ટિ મળે છે અને દુષ્ટ સંસ્કારો ભોગવાથી દુષ્ટ દૃષ્ટિ સાંપડે છે

સંસ્કારો આદર્શથી ઘડાય છે ને ક્રિયાથી તે દૃષ્ટિગોચર થાય છે મનુષ્ય જે જાતની ક્રિયા કરે તેમાં જેવા ભાવ, લેશ્યા, અધ્યવસાય પરિણામ હોય તેવું તેનું સૂક્ષ્મ શરીર બંધાય, અને જેવું સૂક્ષ્મ શરીર (એટલે જેને જૈનભાષા પ્રમાણે કાર્મણ શરીર અને તૈજસ્ શરીર કહેવામાં આવે છે) ઘડાય, તેવું જ અંતઃકરણ પ્રાણ, મન, બુદ્ધિ અને શરીરની રચના થાય

આથી હવે સ્પષ્ટ સમજાઇ જશે કે માનવ વચ્ચે સુખદુઃખનાં, જ્ઞાનઅજ્ઞાનના સામર્થ્યઅસામર્થ્યનાં જે અંતરો દેખાય છે તે કેવળ સંસ્કારોને લીધે જ છે અને પછી પણ તે પૂર્વસંસ્કારો પર જાગૃતિ રાખી તેને સુધારવામાં ન આવે તો તે હમેશની જેમ અનર્થની પરંપરા જન્માવી પતનને પથે વધુ ને વધુ આગળ ખેંચી જાય છે ઉચ્ચ સંસ્કાર વિનાના માણસો કેવળ પોતાના સ્વાર્થ માટે જ બધુ કરે છે, તેવું નથી કેટલીક વખત તો તે બીજાનું ભૂરું કરવા માટે પોતાના પ્રાણ જેવી વહાલી વસ્તુની પણ બાજી ખેલી નાખે છે
'कस्य भद्र गलेश्वराऽहमिह किं धारे मने स्थीयते?'

### ખનેધરનું દૃષ્ટાંત

એક વખતે ગો. માણુમ પોર જગતમાં જાણે ગોઠનો સે ભય

ન હોય તેમ એકનો ઊભા હતો તેવામા ત્યાથી મુસાફરોનું એક ટોળુ પસાર થતુ હતુ બધાને એમ લાગ્યુ, 'કદાચ સિયાગે આ કોઈ મુસાફર ભૂલો પડી ગયો હશે ' તેમાના કેટલાકને દયા ઊભ રાઈ આવી તેમણે તેને પૂછ્યુ 'ભાઈ તમે કોણ છો ? અહી એકલા કમ ઊભા છો ' શુ માર્ગ ભૂલી ગયા છો ?' તેણે ઉત્તર આપ્યો 'મારુ નામ ખનેશ્વર, હુ રસ્તો નવી ભૂલ્યો ' પેના ભાઈ એએ કહ્યુ ' તો પછી અહી આ ઘોર જગલ કે જ્યા વાઘ, વરુ, શાર્દૂલ વગેરે હિસક પશુઓ વસે છે ત્યા તમે એક્લા શા માટે ઊભા છો ?' ખનેશ્વર નિર્ભયતાથી બોલી ઊઠયો 'આ હિસક જનાવરો મને ખાઇ જાય તે ઇચ્છાથી હુ અહી ઊભો છુ ' પેલા ભાઈઓ વિચારમા પડયા કે કેટલો ભોગ ? તેની આવી નિર્ભયતાથી વિસ્મિત થઈ તેઓ હવે જિજ્ઞાસુ બુદ્ધિથી પૂછવા લાગ્યા આપને કઇ જાતની સિદ્ધિ પ્રાપ્ત કરવાની છે કે ભયકર જનાવરોના ભોગ થઈ પડો છો, તે કૃપા કરી અમને સમજાવો તો ઉપકાર થશે આપનો ઉદ્દેશ જાણવાની અમોને ભારે જિજ્ઞાસા છે ' પેલાએ જવાબ આપ્યો ' આ જગલમા ભયકર જાનવરો વસે છે, છતાં અહીથી પસાર થતા લોકોનું તે કદી નામ લેતા નથી તેનું કારણ શોધવા મે પ્રયત્ન કર્યો, અને શોધી કાઢ્યુ મને એ જાણીને દુ ખ થયુ કે અત્યારસુધી એમણે માણસનુ લોહી ચાખ્યુ જ નથી જણાતું જો ચાખ્યુ હોત તો માણસોને ભક્ષ્યા વિના જવા ન દેત પણ માણસના લોહીની મીઠાશની હજુ એ સિયારાઓને ખબર જ પડી નથી જો ખબર પડે તો કોઈને જીવતા મૂકે નહિ માટે હું મરુ તેની મને જરાયે પરવા નથી, પણ મારા લોહીથી એ જાનવરોને માણસના લોહીની મીઠાશની ખબર પડશે અને પછી આ રસ્તેથી જે કોઈ નીકળશે તેને જીવતા જવા દેશે નહિ પૂછનાર તો આ ઉત્તર સાંભળીને ઠકગાર થઈ ગયા ! તમને આ ખનેશ્વરનો ઉદ્દેશ જાણી તેની મૂર્ખતા પર અને તેની રાક્ષસી વૃત્તિ

પર ઘણા છૂટશે, પરંતુ આવા કે આવા પ્રકારના અનેક કાર્યો અવિચારી મનુષ્ય ક્ષણે ક્ષણે કરતા હોય છે પણ તે ક્રિયાને પરિણામે તેની વૃત્તિ પર કેટલા કુસંસ્કારો જામી જાય છે, અને તેને લઈને ભવિષ્યમાં કેવાં કપરાં દુઃખોનો તે ભોગ બની જાય છે તેનું તેને ભાન નથી હોતું કારણકે તેને પોતાના ચશ્મા બદલવાનું ભાન જ જાગ્યું નથી સમ્યક્દૃષ્ટિને આ બધું યે ભાન હોય તે પ્રત્યેક ક્રિયામાં જાગરૂક હોય છે

**સમ્યક્દૃષ્ટિ ક્યારે થાય અને તેનું પરિણામ શું ?**

અધાનુકરણથી પર થઈ વિચારની ભૂમિકા પર આવે તે પ્રથમ તો માનવ બને, પછી સજ્જન બને, પછી મિત્રા, તારા, બલા અને દીપ્તા એ ચારે દૃષ્ટિ ક્રમે ક્રમે પસાર કરે એ યોગદૃષ્ટિ પસાર થાય ત્યારે શુદ્ધહૃદયી અને વિવેકી બને અને ત્યાર પછી જ સ્થિરા નામની પાચમી દૃષ્ટિ પ્રગટે એ જ સમ્યક્દૃષ્ટિ

સમ્યક્દૃષ્ટિ પછીની ભૂમિકા તે જૈન અથવા સત્યાર્થી જૈન માત્ર માનવમાનવ વચ્ચે જ નહિ, પણ સમસ્ત વિશ્વ વચ્ચે પોતે મિત્રભાવની સાકળથી જોડાય અને આખા વિશ્વને પ્રેમની સાકળથી બાધવાના ભગીરથ કોડ સેવે તેની દૃષ્ટિમા અમીની સરિતાઓ વહેતી હોય, તેના હાથમા કર્ણ જેવી ઉદારતા હોય તેના પગમા સત્યાર્થી સુભટ જેવું ખમીર હોય, તેનું હૈયું સાગર સમુ વિશાળ હોય, તે જ્યા જ્યાં જાય ત્યા ત્યા અહિંસાનું સામ્રાજ્ય જમાવે આવી દૃષ્ટિ કહેવડાવાતા જૈનોમા ન હોય, તો સાચા જૈનત્વ પામવાના મનોરથ સેવે, સમગ્ર જીવન જૈનત્વના વિમર્શમાં જોડી દેવાનો પ્રયત્ન કરે નામ ધરાવવાની પણ જવાબદારી કઈ નાનીસૂની નથી આ જાતના જૈન શબ્દની અગભૂત પૂર્વભૂમિકા સમદૃષ્ટિના સ્વરૂપને સમજે, અને તે સાધનાનો પ્રયત્ન કરવા હામ બીડે તે જ જૈન જૈન થયા પછી જ જૈનત્વનું રહસ્ય પચે એ વાતને નોધી રાખજો અધિકાર

વિના તત્ત્વજ્ઞાનનો ખોરાક ન પચે, અને પોતાના મંડળમાં ભેળવવા આવે તો અજીર્ણ થઇ અભિમાનની વૃદ્ધિ કરે મનુષ્ય જે ભૂમિકા ઉપર હોય તે ભૂમિકાથી આગળ વધારવા ક્રમે ક્રમે યોગ્યતા પ્રમાણે લક્ષપૂર્વક બોધ લાભદાયક થાય છે દરેક વાતમાં જીવ અંદર અનુકરણ જ કરે છે એને વિચારની ભૂમિ ઉપર લાવવો એ ભારે ઉપકારક છે ધાર્મિક ક્રિયા કરતા પણ વિચાર કરશે, અને ક્રમે ક્રમે તેની દૃષ્ટિ બદલાશે દૃષ્ટિ વિકસે એટલે તેને ખરી મઝા પડશે એ સિવાય અંધક્રિયામાં કે શુષ્કજ્ઞાનમાં છેવટ નિર્વેદ થવાનો પણ સાચી દૃષ્ટિ, સત્ય માર્ગ તે બતાવી શકે કે જેમણે અનુભવ કર્યો હોય તેવા નિસ્પૃહી પુરુષો સન્માર્ગ બતાવવાના નિમિત્ત બને છે

ૐ શાંતિ

# ભકિતનો મહિમા

[ પ્રવચન આઠમુ ]

વહાલાંઓ,

આજે ભક્તિનો મહિમા 'પરત્વે બોલીશ ભક્તિનો મહિમા' તો અનતકાળથી ગવાતો આવ્યો છે અનેક સતમહાત્માઓએ આ માર્ગને આરાધ્યો છે, અને જે કઈ જોઇતુ હતુ તે પામ્યા છે પણ ભક્તિનો માર્ગ જેટલો સરસ છે, તેટલો જ કઠણ પણ છે ભક્તિની ભુમિકા હૃદયનો પર્યાપ્ત વિકાસ માગે છે અખૂટ શ્રદ્ધા પણ માગે છે એટલે જ ગીતામા શ્રી કૃષ્ણચન્દ્ર ભાખે છે

અવૈરી સર્વભુતોમા, દયાળુ, મિત્ર સર્વનો,
નિર્માની, નિર્મમત્વી, ને ક્ષાન્ત, દુખેસુખે સમ,
સતતયોગી, સતોષી, સયમી, દૃઢનિશ્ચયી,
મનબુદ્ધિ મને અર્પે, તે ભક્ત મુજને પ્રિય
લોકોને જે ન સતાપે, કટાળે જે ન લોકથી,
ઉદ્વેગ હર્ષ ને ક્રોધ, ભયથી મુક્ત તે પ્રિય

આ પરથી સહેજે સમજાશે કે ટીલાટપકા કરવાથી કે માન માળા જપવાથી ભક્ત નથી બની શકાતું ભક્તિની ભૂમિકા માટે ઉપર બતાવેલા ઉચ્ચકોટિના સદ્‌ગુણો સાથે અર્પણતા જોઈએ છે પણ એટલુ ખરુ કે સાચા ભક્તને ઉપરના સદ્‌ગુણો અખૂટ ધીરજ

ને શ્રદ્ધાથી ભક્તિના માર્ગે જતા પ્રાપ્ત થાય છે, અને બહુ શાસ્ત્ર કે યાંત્રિક ક્રિયાદિ કરવાની જરૂર રહેતી નથી

હવે તમે અહીં પ્રશ્ન કરશો કે ભક્તિ કોની અને શા માટે? એનો ઉત્તર આ છે નિરવધિકાળથી માંડીને આજ સુધીમાં આ સૃષ્ટિ પર અનત ઉપકારી પુરુષો—જેઓ અનત અનત અનુભવ પછી વસ્તુ પામી સ્વરૂપાનદ માણી રહ્યા છે, એવા સત્પુરુષોની ભક્તિ કરવી જોઈએ

ભક્તિ કરવાથી કે તેમના ગુણનુ સ્તવન કરવાથી તે જાતના ગુણો આપણામા પ્રગટે છે કારણ કે આપણા વિષે પણ અતરમા રહેલો આત્મા એ પરમપુરુષના આત્મા જેટલો જ જ્ઞાનયુક્ત ને અધિકારી છે પણ આપણી ચિત્તવૃત્તિ પર અગાઉ કહી ગયો તે મુજબ સારામાઠા અનેક પ્રકારના સંસ્કારો ભર્યા છે તે સસ્કારો જે જે પ્રકારનુ નિમિત્ત મળે અથવા તો જે જે પ્રકારની હૃદયસ્પર્શી ભાવના જાગે તેવુ આપણું મન અને વર્તન બની રહે છે આ દૃષ્ટિએ જ્યારે આપણે પરમપુરુષોની સ્તુતિ કરવા લાગીએ છીએ, ત્યારે જ તે પ્રકારના ગુણોનું આંદોલન જાગે છે, અને ક્રમેક્રમે એ ગુણોનો વિકાસ થવા માંડે છે એથી જ મારે અહીં એ ચોખવટ કરવી જોઈએ કે કોઈ વ્યક્તિની સ્તુતિ એ વ્યક્તિની ભક્તિ નથી પરતુ એ વ્યક્તિના પરમગુણોની સ્તુતિને જ ભક્તિ કહેવામાં આવે છે જૈનદર્શનમા તમે જોશો તો ક્યાય વ્યક્તિપૂજા નહિ માલૂમ પડે, માત્ર શુદ્ધ ગુણપૂજા જ દેખાશે 'ઉત્તરાધ્યયનસૂત્ર'ના ઓગણીસમા અધ્યયનમાં ગૌતમને ભગવાન મહાવીરે 'ચઉવીસત્થવ' એટલે તીર્થંકરોની સ્તુતિ અને તેના ફળ સબધી સુદર ઉલ્લેખ કર્યો છે

**તીર્થંકર એટલે?**

તીર્થંકર એટલે તીર્થને સ્થાપનારા પોતાને સપૂર્ણ જ્ઞાન

થયા પછી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે અંગના વિકાસ અર્થે નિયમો ઘડી આપવામાં આવે છે—એને પાલન કરનારા તીર્થ કહેવાય છે આવા તીર્થના જે ઉદ્ધારક પુરુષ હોય તે જ તીર્થંકર પુરુષ કહેવાય.

જૈનદર્શનમાં આ ઉદ્ધારક પુરુષોનું નામ બહુ જ મહત્ત્વનું છે વંદનનમસ્કારની કોટિમાં તેમનું વંદન પ્રથમ કોટિમાં છે ત્રણ ભવ પહેલાંથી તૈયારી પછી જ તે પદની પ્રાપ્તિ થાય છે તેમનામાં વિશિષ્ટ લક્ષણો, વિશિષ્ટ અતિશયો, અને અનેક પ્રકાર હોય છે પોતાના સમ્યકાર્યની સિદ્ધિ કરી પોતે આ સંસારના મહાસાગરને તરીને બીજાને તારે તરવાનો માર્ગ બતાવે, તીર તરફ લઈ જાય તે જ તીર્થંકર તેમનો ઘણો મહિમા જૈનશાસ્ત્રમાં વર્ણવેલ છે

એથી જ એવા પુરુષોની સ્તુતિ અત્યંત મહત્ત્વની ચીજ બની રહી છે સિદ્ધસેન દિવાકર નામના આચાર્ય કહે છે

धन्यास्त एव भुवनाधिपये त्रिसंध्य-
मारायधंति विधिवद् विधुतान्यकृत्या ।
भक्त्योल्लसत्पुलकपक्ष्मलदेहदेशा
पादद्वय तव विभो! भुवि जन्मभाज ॥

અર્થાત્—આ જગતમાં તેઓને જ ધન્ય છે કે જેઓ સવાર, બપોર અને સાંજના પોતાના બધાં કામોને છોડીને એકચિત્તથી પ્રભુની આરાધના કરે છે, અને આરાધના કરતાં ભક્તિ વડે જેમના શરીરના રોમરાય ઉલ્લસિત થાય છે એવી શુદ્ધ આરાધનાને અંગે પાષાણની સાથે મિશ્ર થયેલું સુવર્ણ જેમ અગ્નિથી શુદ્ધ બને છે, તેમ તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે સ્તુતિનું કેટલું બધું માહાત્મ્ય છે, તેનો આ પરથી તમોને ખ્યાલ આવશે.

નિખિલ વેદ અને પુરાણશાસ્ત્રના જ્ઞાતા વ્યાસમુનિજી કહે

છે '**परमेश्वरस्मरणहीनजनो जघन्य ।**' આ વિશ્વમાં જે મનુષ્ય પરમેશ્વરનું સ્મરણ કે ભજન નથી કરતો, તે ખરેખર અધમ છે, તુચ્છ છે જેના મનોમંદિરમાં ઈશ્વરનો વાસ નથી, તે ક્ષુદ્ર છે જે પ્રભુને અંતઃકરણ વિષે આમંત્રે છે, જે ઈશ્વરને પોતાના બનાવવા કોશિશ કરે છે જેનું હૃદય પવિત્ર લાગણીથી તરબોળ છે, તે જ ઉત્કૃષ્ટ છે

આજે જગતમાં એ ભ્રમ ફેલાયેલો છે કે **अन्तर नैव पश्यामि, निधनस्य मृतस्य च** " મરેલમાં અને નિર્ધનમાં હું અંતર જોતો નથી જે દરિદ્ર છે તે તુચ્છ છે, અથવા મૃતવત્ છે "જન્મીને નાશ પામે છે, ગરીબના મનોરથો " એ માન્યતા માત્ર અજ્ઞાનથી ભરેલી, એકપક્ષી છે ધન, બુદ્ધિ, કળા, આવડત હોશિયારી એ બધું ત્યારે જ ઉજ્જવળ ગણાય કે જ્યારે મનુષ્ય સાચા વિકાસને માર્ગે હોય, નહિ તો એ બધું એકડા વિનાના મીંડા જેવું નકામું, પથ્થરરૂપ થઈને જીવને સંસારસાગરમાં ડુબાડે છે

**પરમાત્માનો વાસ ક્યારે?**

સ્તુતિ કરનારનું હૃદય સ્ફટિક જેવું સ્પષ્ટ અને નીર જેવું નિર્મળ હોવું જોઈએ ત્યારે જ પરમાત્માનો વાસ તેમાં થઈ શકે જેને બોલાવવા હોય તેને સારુ તેના પદને યોગ્ય સ્થાન તૈયાર કરવું જ જોઈએ એ તો સીધી, સાદી ને સમજી શકાય તેવી વાત છે જેમ મુંબઈને ગવર્નર આવવાનો હોય, તો તમે બનાવ શેરીઓ વળાવો, મકાન શણગારો, આંગણું સુંદર અને ભભકાદાર બનાવો, અને વાઈસરૉય પધારવાનો હોય તો તેથી પણ વધુ રમણીયતા સજાવો વળી શું હિંદના બાદશાહ પધારવાના હોય તો સૌથી વધુ તૈયારીઓ કરો સુંદરતા વધારવા સારુ માત્ર પાંચ મિનિટ માટે લાખોનું પાણી કરો એમને આવવાની સડક જુદી એમને માટે સ્ટીમર તથા ગાડીઓ જુદી।

હવે વિચારો કે આવી વ્યક્તિઓને માટે પણ આટલું કરવું પડે તો પરમાત્મા જે શહેનશાહનો પણ શહેનશાહ છે અને જેની આગળ શહેનશાહો પામર તુલ્ય છે, તેવા પ્રભુનો જો હૃદયમંદિરમાં વાસ કરાવવો હોય તો એ હૃદયમંદિર કેટલું બધું પવિત્ર, શુદ્ધ, રમણીય સુવાસિત અને શણગારેલું હોવું જોઈએ!

જે હૃદય કુડ, કપટ, ગંદા ફંદકા, વિષયવાસના, વેરઝેર ઈર્ષા અહંભાવ, આળસ, પ્રમાદ વગેરે અનેક કચરાથી ભરેલું હોય તેમાં પ્રભુ કેમ પધારી શકે? આથી જ મેં અગાઉનાં વ્યાખ્યાનોમાં હૃદય-શુદ્ધિથી માંડી આત્મનિરીક્ષણ સુધીની વાતો કહી છે.

ઘણા લોકોની એ ફરિયાદ હોય છે, કે પ્રાર્થનામાં રસ નથી આવતો એ તો દેખીતું જ છે કે પિછાણ વિના શ્રદ્ધા, નિર્મળતા કે એકાગ્રતા વિના, માત્ર પોપટિયા ઉચ્ચાર કરવાથી રસ કેમ આવે? મનમાં ભરી રાખેલો મલ હોય તો મલને જ આકર્ષે. કારણ કે વિશ્વનો નિયમ છે કે પ્રત્યેક પદાર્થ પોતાના સજાતીય પદાર્થને આકર્ષી શકે છે.

કોઈ તો વળી પૂજા, પ્રાર્થના કે ઉપાસના પાછળ એક જાતના આંતરિક સ્વાર્થ ઇચ્છે છે "હે રામ! ભગવાન! કોર્ટનો કેસ હું જીતી જાઉં એમ કરજે! હે અંબિકા મા! મારા શત્રુનું ભૂંડું થજો, ને મારો વિજય થજો. હે ભોળા શંભુ! અમારાં બાળગોપાળને સાજાંનરવાં રાખજે. હે લક્ષ્મીજી! પ્રસન્ન થઈ જજો ને અમારા ઘરમાં વાસ કરજો. મારે દીકરો થાય તો ફલાણા પીરને ફલાણું ચઢાવીશ! હે ભવાની! પૂજા કરી કરીને વર્ષો ગયાં પણ દળદર ન ગયું. હે હરિ! બીજા માટે તને તાકીદ નથી આપતો, પણ મને અરિષ્ટોથી બચાવજે." આવી આવી અનેક પ્રકારની પામરતાભરી યાચના લોકો હંમેશાં કરતા હોય છે. જ્યાં નરી પામરતા, નરી ક્ષુદ્ર વાસના, ભોગ વહેમો ભર્યા હોય, ત્યાં પૂજા પ્રાર્થના, ઉપાસના કે ભક્તિ કઈ રીતે

તેના આત્માનું શ્રેય કરે? એને તો સંસારનાં સુખની જ ખેવના છે. ગુરુ કરવું ને ભલું ઇચ્છવું, એ કેવી રીતે બની શકે?

જે માણસ જગતને અને જગતના સુખને આગળ ને સામે જ રાખે છે, જીભને પટપટાટ કરવા દે છે, શરીર પર માખી બેસે કે તરત જેનું મન કાયા પર ચોટે છે, તે માણસોના ભજન કે સ્મરણથી દહાડો શો વળે? એવાની મહેનત નકામી જ જાય છે. ગુસાંઈજી ખરું જ કહે છે:

જહાં રામ તહાં કામ નહિ, કામ તહાં નહિ રામ,
તુલસી કબહુ ના બને, રવિ-રજનિ એકઠામ.

આશય કે સાંસારિક કામનાને અને ભજનને મેળ જ નથી. મીરાંનું સંવેદન:

શું રે કરું? રાણા! શું રે કરું?
તારા હીરલા માણેકને, રાણા! શું રે કરું?
શું રે કરું, વિષ પીધે ન મરું રે,
રાણા! શું રે કરું?
મારું મનડું વીંધાણું, રાણા!
ચિત્તડું ચોરાણું, રાણા! શું રે કરું?

મીરાંના ભક્તિરસનો આ નાદર નમૂનો છે. એને હીરામાણેકનો જ નહિ, પણ કાયાનોય મોહ છૂટી ગયો હતો, ત્યારે હરિ ભેટ્યા. પોતાનું સર્વસ્વ હરિને સમર્પી પોતાપણાનો હરિમાં લય કર્યો હતો. કહ્યું છે:

જહાં હરિ ત્યાં હમ નહીં, હમ હૈ ત્યાં હરિ નહિ;
પ્રેમગલી અતિ સાંકડી, તામેં દો ન સમાહિ.

જૈનદૃષ્ટિએ ઠેઠ માર્ગાનુસારીની ભૂમિકાથી ભક્તિમાર્ગ શરૂ

ચાય છે મીરાં અને નરસિંહ મહેતા દેહનુ અને વિશ્વનું ભાન ભૂલી પ્રભુમાં તન્મીન બનતાં

બધુઓ ! રામ કે હરિ શબ્દ સાંભળી ચમકો નહિ આનંદ ઘનજી કહી ગયા છે —

રામ કહો રહીમાન કહો, કોઈ કા'ન કહો, મહાદેવરી રે,
પારસનાથ કહો કોઈ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વય મેવરી રે

રામ૦

એજ દૃષ્ટિએ અનેક સતો કહી ગયા છે તે હુ કહું છુ હરિ, હર, રામ, કૃષ્ણ, પાર્શ્વ એ બધા માત્ર નામભેદો છે મૂળે તો આત્માસ્વરૂપ એક જ છે નામનો તો છેવટ નાશ છે, પણ સ્વરૂપનો નાશ નથી સ્વરૂપ અદર છે, બહાર તો નામ પાડેલ ખોખુ છે શોધ અદર કરો અનવરમિયાં કહી ગયા છે

મેરે દિલમે મેરા પ્યારા હૈ, મગર મીલતા નહી,
હૈ મગર મીલતા નહી
ચશ્મુ મે ઉસકા નઝારા હૈ, મગર મીલતા નહી,
મેરે દિલમે મેરા પ્યારા હૈ, મગર મીલતા નહી

પ્યારા દિલમા છે, અદર છે એને એમને જ પકડો એક પાછળ જ પ્રયત્ન કરો

**એમને જ પકડો**

કેટલાંક મનુષ્યો ઘડીમાં આને અને ઘડીમા બીજાને ભજે છે, તેથી એમની બુદ્ધિ બહુરૂપી બને છે એકમાં સાચી શ્રદ્ધા ચોંટતી નથી એટલે નિષ્ઠા ચાલી જાય છે એક વખતે કબીરનો પુત્ર કમાલ રસ્તે ચા લ્યો જતો હતો ત્યા એણે ચક્કીમા પિસાતા દાણા જોયા, અને તરત થભી ગયો વિચારમા ઊંડો ઊતરતા રડવા મડી પડયો. બહુ જ મુલાયમ દિલનો ભક્ત હતો

કબીરે કહ્યુ 'બેટા ! કેમ રડે છે?'

કમાલ બોલ્યો

'ચલતી ચક્કી દેખકે, કહેતે કમાલ રોય,
દો પડ બીચમે આયકે, રહા સાબત ન કોય'

કબીર બોલ્યા 'બેટા ! આ જો' એમ કહી તરત જ એમણે ઉપરનું એક પડ ઊંચકી લીધુ

કમાલ અચબો પામ્યો કારણકે ખીલડા પાસે ચોટી રહેલા દાણા બરાબર સાબૂત હતા

કમ ...યુ 'બેટા !

એકને વળગિયા એટલા જ ઊગર્યા,
દાણાઓ બીજા દળાયા રે વહાલા
એકનુ શરણ તેને પરવા ન પરતણી,
ઘણાવાળા ભરમા ઘૂચાયા રે, વહાલા'

સસારનુ પણ તેમ છે જેમ બે પડ વચ્ચે દાણા ગયા તે દળાઈ ગયા, તેમ રાગ અને દ્વેષરૂપી બે પડ વચ્ચે જે જે માણસ ફસાય છે, તે સસારના અતુલ બોજથી દળાઇ જાય છે પણ એ બે વચ્ચે જે એકમાત્ર પ્રભુને કશી પણ કામના રાખ્યા વિના ભજે છે, તેનો જ ઉદ્ધાર થાય છે વળી એ ન ભૂલવુ જોઈએ કે આત્મનિરીક્ષણ પછી સતત ચિતન, સયમ અને વાસના નિરોધ એ ત્રણ વસ્તુ પર ધ્યાન આપ્યા સિવાય આત્મદર્શન ન થાય સાચુ ધ્યાન અને સાધના ત્યારે જ થાય છે કે જ્યારે અદરથી કોલ આવે છે

**પ્રાર્થનાસ્થળ કેવુ જોઈએ ?**

પ્રાર્થના એ સ્થળે કરવી જોઈએ કે જ્યા જગય ઘોંઘાટ ન હોય, અને વાતાવરણમા અદ્ભુત શાન્તિ અને અપૂર્વ સ્વચ્છતા

હોય દેવળો અને મંદિરોની રચના એટલા સારુ જ છે જો કે આજે તો ધમાલિયા વાતાવરણમાં એ શાન્તિને બદલે પ્રાયઃ કોલાહલના જ સ્થાન બની ગયાં છે. ખરી રીતે મંદિરો કે દેવળો ધમાલિયા વાતાવરણથી દૂર, એકાંત સુંદર વાતાવરણમાં હોવાં જોઈએ અને ત્યાં કોલાહલ કે અવાજ ન થાય એવી વ્યવસ્થા જાળવવી જોઈએ. આવાં મંદિર કે દેવળ ન હોય, તો એવું એકાંત ખુલ્લું મેદાન હોય ત્યાં પણ પ્રાર્થના ધ્યાન, ચિંતન થઈ શકે છે. પણ જેમ એક મોટા ઓરડામાં માત્ર એક જ અગરબત્તી સળગતી હોય તોય એટલા વાતાવરણના બધા પરમાણુઓને તેની અસર થઈ આખો ઓરડો સુગંધમય બની જાય છે. તેમ મંદિર, ઉપાશ્રય કે દેવળમાં એક સાચો ભક્ત કે જેના હૃદયમાં પ્રભુના નામની સાચી સુવાસ છે તેના અંતરનું એક જ આંદોલન આખા વાતાવરણને અમૃતમય બનાવી મૂકે છે. એ દૃષ્ટિએ ઉપાશ્રયો કે દેવળો ઉપયોગી છે, છતાં ઉપરનો અર્થ ન સરે ત્યાં તો દેવળો કરતાં ખુલ્લું મેદાન જ સારું!

જો એક જ સહૃદય ભક્તની પ્રાર્થનાના આંદોલનમાં આટલી ભવ્ય તાકાત હોય, તો એકીસાથે એક જ સ્થળે, હજારો પવિત્ર આત્માઓની સામુદાયિક પ્રાર્થનાનું આંદોલન અજબ ચમત્કારિક નીવડે એ દેખીતું જ છે. એમ તો ગીલી સામુદાયિક પ્રાર્થનાથી જગત પર અચૂક રીતે જાદુઈ અસર ઉપજાવનારા ઘણા દાખલાઓ છે. વળી સામુદાયિક પ્રાર્થનાથી વ્યક્તિના આધ્યાત્મિક વિકાસમાં પણ રસીનો વેગ મળે છે. પણ અહીં એ વાત ભુલાવી ન જોઈએ કે વ્યક્તિનો અંગત રીતે પ્રાર્થનામાં રસ ન હોય તો સામુદાયિક પ્રાર્થનાનો કશો જ અર્થ સરતો નથી, અને કેવળ અંધ અનુકરણરૂપે પ્રાણ વિનાના હાડપિંજર જેવી શુષ્કતા વ્યાપી રહે છે. પ્રાર્થના કરનાર દરેક વ્યક્તિએ પ્રાર્થનામાં રસ જમાવવા માટે એમમના કેળવવી જોઈએ, તે તો હું અગાઉ પણ કહી ગયો છું.

**એકાગ્રતા માટે**

ત્રાટકથી એકાગ્રતા ખૂબ વધે છે ત્રાટક આભ્યંતર અને બાહ્ય એમ બે પ્રકારનું છે ચક્ષુને કોઈ પદાર્થ પર સ્થિર કરવા, એ બાહ્ય ત્રાટક છે ચક્ષુ સ્થિર થતાં ચિત્ત પણ તે તરફ એકાગ્ર થાય છે ચિત્તની એકાગ્રતા એ આંતર ત્રાટક ગણાય એ જ રીતે કોઇ પરમાં ચિત્તને સ્થિર કરવું કોઇ રૂપ પર અથવા છેવટે ગુણ પર સ્થિર કરવું આ બધા ધ્યાનના જ પ્રકાર છે

આવી ધ્યાનધારાથી ગણીગાંઠી ક્ષણોમાં કોઈ કોઈને પરમપદ પામવા સુધીનાં જૈન આગમોમાં દૃષ્ટાંતો છે એથી જ ' **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो** ' મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ મન જ છે અથવા **अज्झवसाणो खलु बंध हेऊ अज्झवसाओ खलु मोक्खहेऊ** ' અશુદ્ધ અધ્યવસાય જેમ બંધનો હેતુ છે, એમ જ શુદ્ધ અધ્યવસાય મોક્ષનો હેતુ છે, એમ કહેવાયું છે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન બન્ને નીચી કોટિનાં ધ્યાન છે, અને ધર્મધ્યાન અને શુક્લધ્યાન બન્ને ઉચ્ચ કોટિનાં ધ્યાન છે

ભજન અને પ્રાર્થનામાં સમુદાય હોય તો જમાવટ થાય છે, પણ ચિંતન, આત્મનિરીક્ષણ, ધ્યાન, ભાવના વગેરે તો વ્યક્તિગત અને એકાંતમાં જ ઠીક પડે છે

પ્રાણાયામની ક્રિયાથી પણ એકાગ્રતા સિદ્ધ થાય છે પ્રાણાયામ એટલે પ્રાણ જે શ્વાસ તેનું નિયમન કરવું એમાં શ્વાસનું રેચક, પૂરક ને કુંભક થાય છે બીજી રીતે તજવા યોગ્ય હેય પદાર્થનો રેચક કરવો, ગ્રહણ કરવા યોગ્ય ઉપાદેય પદાર્થનો પૂરક કરવો, અને સ્થિર કરવા યોગ્યનો કુંભક કરવો એ પ્રાણાયામ ["]સ્થૂલપ્રાણ છે શરીરની અંદરનાં અંગોની શુદ્ધિ માટે નેતી ધોતી આદિ ક્રિયાઓ પણ કાર્યકર તો છે જ પરંતુ એ બધી હઠયોગની પ્રણાલિકા છે મંત્રજપ પણ

એકાગ્રતાના માર્ગમાં બહુ સુંદર ફાળો આપે છે પરંતુ વિવેકી સહૃદય માટે સૌથી સરસ માર્ગ લક્ષપૂર્વક પ્રાર્થના અથવા ભજનનો છે જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને હઠયોગ એ સર્વમાં આ યુગમાં ભક્તિયોગ શ્રેષ્ઠ છે પણ અહીં મારે એ નગ્ન સત્ય પણ કહેવું જોઈએ કે ભક્તિમાં અવિવેક અને અંધશ્રદ્ધા ભળે છે, ત્યારે તે મહાઅનર્થ કરે છે શાક્ત સંપ્રદાયોની ઉપાસના અને પુષ્ટિસંપ્રદાયોની ભક્તિ એનાં સચોટ ઉદાહરણ છે

## ભજન ક્યારે કરવું?

ઘણા લોકો એમ માને છે કે સ્મરણ, પ્રાર્થના કે ભજન ફુરસદને વખતે કરાય। વળી એમને મન એ ક્રિયા બીજાં વ્યાવહારિક કાર્યો કરતાં ગૌણ હોય છે આનું કારણ હૃદયની આર્દ્રતા અને પરમ વિશુદ્ધ ભાવની મોટામાં મોટી ખામી છે પ્રાર્થના કે ભજન જીવન-વિકાસનું એક અત્યંત મૂલ્યવાન અંગ છે એવો ખ્યાલ આવ્યા પછી એ વિષેની આસ્થા દૃઢ થાય છે અને નિયમિત કરવાનું સૂઝે કે ગમે તેવું મહત્ત્વનું કાર્ય છોડીને પણ ભજનનો સમય થયો કે તે તો સૌથી પહેલું જ કરવું જોઈએ। સમજપૂર્વક એવી નિયમિતતા જાળવવાથી આખરે એ રસમાં એટલા તો ઓતપ્રોત થવાય છે કે હાલતાં ને ચાલતાં, સૂતાં ને બેસતાં બસ 'તૂહી તૂહી' સહજ થઈ જાય છે આખરે રોમેરોમ ભક્તિરસથી ઉપાસિત બને છે, અને હૃદયમંદિર નિરંતર ભક્તિરસથી તરબોળ રહે છે મીરાનું આમ જ હતું 'મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ' એ પદ એની સાખ પૂરે છે ચૈતન્ય પ્રભુ (ગૌરાંગસ્વામી) એટલા ભગવત્પરાયણ હતા કે પોતે ભજન કરતાં કરતાં અથવા અન્ય કોઈ ભજન કરતો હોય તે સાંભળતાં જ સમાધિસ્થ થઈ જતા—તેમને બહારની શુદ્ધિ રહેતી નહીં જેની આવી સહજ પ્રભુમય અથવા આત્મમગ્ન દશા થઈ, એને પછી બાકી શું રહ્યું?

આવા આત્મયોગની અવાવ પામેલા ભક્તોના ભજનમાં પણ એવા અનુભવના ઓગા ઊતરે છે કે માન સુરતાપૂર્વક ગવાયેલું એકજ ભજન આર્દ્રહૃદયવાળાને તાદૃશ આત્મસંવેદન કરાવે છે ભક્ત નૃસિંહે ખરું જ કહ્યું છે

'ભૂતળ ભક્તિ પદારથ મોટું,
અખિલ જગતની માંડી રે'

જ્ઞાન ધ્યાન અને સંયમસંગી ભક્તિ એ મુક્તિનો મુદ્રાલેખ છે

# પશ્ચાત્તાપ અને ભાવના

## [ પ્રવચન નવમુ ]

પ્રિય આત્માર્થીઓ !

'પ્રાર્થના અને ભક્તિ' વિષે હુ ગયા પ્રવચનમા કહી ગયો આજે 'પશ્ચાત્તાપ અને ભાવના' વિષે કહીશ કારણકે આર્દ્ર દિલ થયા વિનાની પ્રાર્થના શુષ્ક છે અને ભાવ વિનાની ભક્તિ લૂખી છે જેમ પ્રાર્થના અને ભક્તિનો અગાંગી ભાવસબધ છે, તેમજ પશ્ચાત્તાપ અને ભાવનાના સબધમાં છે

### પશ્ચાત્તાપનુ સ્વરૂપ

હે મારા પ્રભુ ! આજ સુધી આ બાહ્યભાવમા રમવી પતિત પાવન પ્રેમનુ શુદ્ધ સ્વરૂપ ખરેખર હુ ન સમજી શકયો. પ્રેમનો વિશુદ્ધ મહાસાગર અદર હોવા છતાં બહારના ગંધાતા ખાબોચિયામાં હુ ગઠોળાયો દુનિયાના ધોવાટમાં બહેરો થઈને, હે ભગવત ! વિશ્વના અણુઅણુમાં ભરેલા તારા સાંકેતિક સુત્રોના રહસ્યોને પામી ન શકયો છતે કાને કુ રતના કલ્લોલ ન ઝીલી શકયો છતી આંખે વાસનામાં અધ બન્યો મારી આંખો પર દુનિયાદારીના પડળો ફરી વળ્યાં સુદર સાધનો સમીપ હોવા છતાં તેના ઉપયોગને બદલે દુરુપયોગ કર્યો સવારના બ્રાહ્મમુહૂર્તમાં ઘણીયે વાર ઊઠયો, પણ

અનેક જંજાળના ભૂતારળમાં ભરખાઈ ગયો જાગ્યો, પણ કામવાસના પૂરવા માટે—આત્મા માટે નહિ! સામગ્રી પુષ્કળ મળી, છતાં તારું ભજન ન કર્યું હે નાથ! તને ન સંભાર્યો—માત્ર વિલાસને જ સંભાર્યો.

ઘનઘોર નિદ્રામાં ખૂબ સૂતો પણ આત્મજાગરણા કદી ન કરી. પેટ ભરવાના ભાવો ઘણા પૂછ્યા, પણ આત્માના ભાવ પૂછવાની ફુરસદ ન મળી. બીજા ભાવો પૂછવાનું પોસાણ હતું, આત્માના ભાવ પૂછવાનું પોસાણ ન હતું.

બીજાની નજર ધર્માત્મા કહેવાઉં, એ માટે મેં દેવળમાં જઈ દાંભિક ક્રિયાઓ અને મંદિરમાં જઈ ટીલાંટપકાં કર્યાં, પૂજાઓ કરી, ભજન ગાયાં, માળાઓ ફેરવી—પણ ઘોર નિદ્રામાં વાસીમાં અમૃત બતાવ્યું, પણ અંદર તો હળાહળ ઝેર ભર્યું રાખ્યું. શેઠ માલિક વગેરે ઘણાયના વખાણ કર્યા, નમાનાઓની પ્રશંસા કરી, તેમને રીઝવવા માટે જિંદગી અને સિદ્ધાંતોના સમર્પણ કર્યાં, પણ આત્માને જગાડી નાથ! તમને રીઝવવાની મેં પરવા ન કરી! પાંચ રૂપિયા મેળવવા માટે મુડદાલોની વાહવાહ કરી, પણ એ અનંત શક્તિધર આત્માનો ખજાનો મેળવવા માટે ડગલુંય ભર્યું નહિ. પામરનાં ગીત ગાયાં, પણ તારાં ન ગાયાં. તારી ખરી કિંમત આંકી ન શક્યો, એક કોડી ખાતર અમૂલ્ય આત્માને ડુબાવ્યો—પતિત કર્યો. પણ હે ભગવાન! તારા ભજનનો મહિમા ન જાણી શક્યો. પારકામાં પોતાપણું હોમી દીધું, પણ પોતા તરફ ન વળ્યો. જગતનો બન્યો, પણ તારો ન બન્યો. જગતને ઓળખવાનો પ્રયાસ કર્યો. કાળજી રાખીને બધાને ઓળખી લીધા. પણ હે પ્રભુ! તને ન ઓળખ્યો. તારી ઝાંખી ન કરી. તારો સંજીવની ધ્વનિ અમે હૃદયમાં ન ધર્યો. જીવ મટીને શિવ થવાના તારા સદ્બોધને અનેક મહાપુરુષોએ સંભળાવ્યા, પણ મેં તે ન સાંભળ્યા. બીજી બધી બહારની કળા શીખ્યો, પણ તને જાણવાની કે જીવનસુધારની કળા ન શીખ્યો. પૈસાનો, ઘરનો, પુત્રનો, સ્ત્રીનો

થયો ઇંદ્રિયના વિષયનો થયો પણ તારો ન થયો ભયની ભૂતાવળો ખૂબ ભમ્યો, નિર્ભયતા ન આવી જો એક રાજા કે મહારાજાની સહેજ પિછાણ હોય તે કેટલો નિર્ભય હોય? પણ તારા જેવો આખા જગતને જ્ઞાનથી પી જનાર પ્રભુ સમીપે હોવા છતા ભય અને પામરતાથી રોગાયેલો રહ્યો કૂડલી કૂડ-કપટનુ ઝેર પીધુ, પણ તારી ભક્તિરૂપી સુધાનુ ટીપુ પણ ન પીધુ આત્મા જાગ્રત થયા પછી એને થાય છે કે હે નાથ!

સમીપે છતા તમને તિમિરથી, હુ નહિ નીરખી શકયો,
હુ પતિતપાવન પૂર્ણપ્રેમસ્વરૂપ નવ પરખી શકયો,
તુજ અમીભર્યા સૂત્રો અમૂલા હુ ન શ્રવણ કરી શકયો,
હું હૃદયમા સજીવની તારો ધ્વનિ ન ધરી શકયો ૧
ભજવા તણા ઉત્તમ સમય તમને ન નાથ! ભજી શકયો,
પ્રભુ! આપના સંકેતને હુ મૂર્ખ નવ સમજી શકયો,
તારા થવાની અભય મગળ મોજ નવ માણી શકયો,
તારા ભજનનો અતુલ મહિમા જરૂર નવ જાણી શકયો ૨
તારા ચરણના શરણરૂપે મૂઢ હુ ન મળી શકયો,
વાર્યા છતા પણ વિષમ પથથી નાથ! હુ ન વળી શકયો,
પામ્યો અમૂલા સાધનો, નહિ સદુપયોગ કરી શકયો,
નવભક્તિના સ્વાદિષ્ટ રસને અતરિપ્ય ભરી શકયો ૩

આવો પશ્ચાત્તાપ (૧) પાપી સત્પુરુષના સમાગમે જ્યારે જાગે ને પીગળે ત્યારે થાય, (૨) પુણ્યશાળી પડી ગયા પછી કે જબરો આઘાત લાગ્યા પછી જાગે ત્યારે થાય. જેસલનો પશ્ચાત્તાપ ઉપરની પ્રથમ કોટિમાં થાય

## પુણ્યશાળી નદ મણિયાર

બીજા પ્રકારનુ ઉદાહરણ આ છે રાજગૃહનગરમાં નદનામે

મણિયાર રહેતો ભગવાન મહાવીરના ઉપદેશની એને અચોટ અસર થઈ એણે જાણ્યું કે પદાર્થમાત્ર ક્ષણભંગુર છે શરીર, મન, પ્રાણ શક્તિ સર્વે તરવા માટે છે, ખૂંચવા માટે નહિ। માટે હવે બને તેટલો સંગ્રહ ઓછો કરવો, અને આત્મા તરફ વળવું એણે એવી પ્રતિજ્ઞા લીધી કે કોઇ પણ ત્રસ—બે ઇન્દ્રિયાદિ જીવને જાતે નહિ મારું અને કોઈ એવી હત્યા કરતો હશે તો એને ટેકો નહિ આપું બીજા જીવોમાં પણ ઉપયોગ પૂર્વક વર્તીશ કોઈનું હરામનું નહિ લઉં, પરસ્ત્રીની સામે કૂડી દૃષ્ટિથી નહિ જોઉં, જૂઠ નહિ આચરું, વગેરે પછી તો તે દર પંદર દિવસે એક ઉપવાસ કરવા લાગ્યો, અને તે દિવસે આત્મચિંતન સિવાય મનમાં સાંસારિક જંજાળનો કોઈ વિચાર જ ન પેસવા દે ઉપવાસ પણ કેવો? આહાર-પાણીનો ત્યાગ કરી જમીન પર નાણીઆર ધોયેલા શુદ્ધ કપડા પાથરી ગતદિવસ આસન વાળી સ્તવન કર્યા કરે તેવો પોષધ

### ઉપવાસનું રહસ્ય

આત્માને પ્રેમરસમગ્ન વડે પોષવો, પ્રભુ તરફ વળવું આજે ઇશ્વરથી દૂર ફેંકાઈ ગયો છે, તેને પ્રભુની નજીકમાં લઈ જવો, આત્મસંયમ રાખવો એ ઉપવાસનું રહસ્ય જેમ યંત્રને આરામની જરૂર છે, તેમ શરીરને ઉપવાસની જરૂર છે ઉપવાસથી શરીર સુધરે, હોજરીને આરામ મળે, માટે આરામ પામેલી હોજરી આશિષ આપે છે નંદ મણિયાર પોતાના મકાનમાં ધર્મકરણી માટે એકાંત જગ્યા (પૌષધશાળા) રાખતા નિસ્તેજ અને ઉપાધિઓથી ઘવાયેલા આત્માને પુષ્ટ બનાવવાની ક્રિયાને પોષધ કહેવાય એમ કરતાં નંદ મણિયાર ચિંતનમાં ઊંડે ઊંડે ઊતરતો ગયો પોષધમાં રાત્રે પાણીની તૃષા લાગી તે ઉપરથી એ વ્રતમાં ડગી ગયો, સંયમનું રહસ્ય ચૂક્યો

માટે ભાને સાધક જેમ જેમ ઊંચે જાય છે, તેમ તેમ એને નીચે પાડનારા વૃત્તારાઓ વધુ જોર કરે છે નંદને માટે પણ તેમ જ બન્યું. અને એમાં આખરે પ્રમાદ—ગફલત, આત્મસ્ખલના થતાં ઉપરથી

નીચે પગડાઈ પડયો વાત એમ બની હતી કે અઢળક ધનથી એણે એક સ્વતંત્ર રાજનગર જેવુ સ્થાન બનાવ્યુ એ રાજનગરમાં એણે જળાશયો અને વિશ્રામશાળાઓ બનાવી વળી એક ચોકમાં પુષ્કરિણી વાવ બનાવી. પૂર્વમા ચિત્રશાળા, નાટ્યગૃહ, સગીતમંદિર, અને એક નૈસર્ગિક કળાઓનુ સમન્વયસ્થાન બનાવ્યુ દક્ષિણ દિશામાં એક ભોજનશાળા બનાવી આ દેવસમ ભૂમિને આખી નગરીના લોકો જોવા આવે, જોઈને ખુશી થાય, અને નદના વખાણ કરે ઉત્તર વિભાગમા આવેલો મલ્લકુસ્તી માટેનો અખાડો અને ચારે તરફ આવેલા વનખડો અને વચ્ચે પુષ્કરિણી વાવડી લોકોને માટે તો આ અજબ આકર્ષણની વસ્તુ બની ગઈ! દરવાજા ઉપર 'નદ મણિયાર નગર' કરીને મોટુ બોર્ડ માર્યું હતુ તે જોઈ લોકો કહે "ધન્ય છે નદને! પૈસા લેખે લગાડ્યા ખરો પરોપકાર કરીને નદ મણિયારે જીવન સફળ કર્યું" મોંફાટ વખાણથી નદના હૃદયમાં ગલગલિયાં થવા લાગ્યાં શ્લાઘા—કીર્તિ એને ગળે વળગી પડી અને એ માર્ગ ભૂલ્યો આ જ સસારની ભુલવણી માણસ અહીંયાં જ ગુલાંટ ખાઈ બેસે છે

આત્મદૃષ્ટિવાળો માણસ તો એમ સમજે કે હું તો માત્ર વહીવટદાર છુ મારે શુ છે? જગતનુ છે, જગતને દઉ છુ એમાં દાનના મોહ શા? ને એમાં શ્લાઘા શી? આત્મશ્લાઘા એને અડકીજ ન શકે એને પોતાની પ્રશસા જરીયે ન ગમે આ વૃત્તિની વિશેષતા છે નદ મણિયારે પરોપકારના—જનસેવાના કાર્યમા પૈસો તો ઘણો વાપર્યો, પણ તેના અભિમાને તેનુ પતન કર્યું

નદ મણિયારની દૃષ્ટિ વિષમ થઈ ગઈ પ્રસગે પ્રસગે અભિમાનથી તે મૂછ પર તાવ દેતા અને 'નદને ધન્ય છે' એ ઉદ્‌ગાર સાંભળવાનો તો એવો શોખીન થઈ ગયો કે પછી પાસે ખુશામતખોર ન હોય તો એને ચેન જ ન પડે એ પ્રશસાપ્રિય થઈ પડયો

"છટ્ઠ ઉપવાસ શુ? એ તો ભૂખમરાની હડતાલ છે," એમ કહી તેણે ઉપવાસને ઉડાડી દીધા પોષધને તો સભારે જ શાનો!

વિલાસ અને વખાણમાં એ ગરકાવ થઈ ગયો

એવામા એ ત એકાએક અસાધ્ય રોગ ઊપજ્યો ઉપચારો ર
કર્યા, પણ આયુષ્ય નહી એટલે સેકડો હકીમો, વૈદ્યો પણ એ
બચાવી શક્યા અને એ મરી ગયો મરતાં મરતાં પણ એનુ
તો વનખડ અને પુષ્કરિણી વાવ પર જ ચોટયુ હતુ

નદ દેડકો થયો !

"જે જે જેનુ ધરે ધ્યાન, તે તે રૂપ જ તે બને મૃત્યુ
જેનુ મન જ્યા રમતુ હોય, ત્યાજ તે મરણ પામીને જીવ
ક્રિયાના પ્રમાણમા ઉત્પન્ન થાય છે એ ગીતાવચન પ્રમાણે ન મ
મરીને એ જ પુષ્કરિણી વાવમા મોટો દેડકો થયો

પુષ્કરિણી વાવમા સ્ત્રીઓનુ ક્રીડા અર્થે વારવાર આગમન
હતુ જ્યારે જ્યારે સ્ત્રીઓ પાણી ભરવા આવ, ત્યારે પ
વારવાર બોલે કે 'નદ મણિયારે આ વાવ બધાવી' ને દે
કાનમાં અવાજ વારવાર આવે તે સાભળે કે 'આ વાવ
મણિયારની છે '

( દોહરો )

" નદ નદ આ શુ કહે ? નદ કોણ મણિયાર ?
પરિચય મુજને પૂર્ણ છે, વિકસ્યો એહ વિચાર '

એમ અવ્યક્તભાવે આછી ઝાખી થવા લાગી જાણે કઈ
હોય, સાભળ્યુ હોય એમ લાગે છે, એમ દેડકાને થવા લાગ્યુ
ક તા કરતા એને પૂર્વના ભવનું સ્મરણ-ભાન થયુ

( પ્રભાતી )

પ્રગટયું પુષ્કરિણીમા સ્મરણ જાતિ તણું,

તેજના સ્થાન આ તિમિર કેમ ફરી વળ્યું,
ઊપજ્યો એહ અફસોસ ઉરે—૧
જેહને બોધ નરભવ વિષે ના રહ્યો,
તેહ તિર્યંચ થઈ બોધ પામ્યો,
ભક્ત કોમળ બની વિચરતો વાઘમાં,
વાઘપણાનો બધો દોષ વામ્યો—૨

"હું પોતે જ નંદ મણિયાર, અરરર ! આ શું થઈ ગયું !" એને બહુ અફસોસ થયો "ક્યાં મારી આત્મમસ્તી અને ક્યાં આ પશુયોનિ ? ભગવાન મહાવીરને હું ભૂલી જ ગયો !" ઉપરનું શરીર માણસનું હોય ને અંદર પશુનું હોય, તેને બોધ ન થાય પણ ઉપરનું શરીર પશુનું હોય છતાં અંદરનું માનસનું હોય તો તેને નિમિત્ત મળતાં બોધ થવાનો સંભવ છે

નંદ મણિયારને જે બોધ પહેલાં થવો જોઈતો હતો તે દેડકાના ભવમાં થયો તે ખૂબ ખૂબ પસ્તાવા લાગ્યો "મારાં બધાં સાધનો કુદરતે લઈ લીધાં, અને ઊંચા સ્થાનમાંથી હેઠ દેડકાના ભવમાં ગબડાવી મૂક્યો અહા ! હું કેટલો નિર્બળ બની ગયો ? એક કૂતરું કે કાગડો પણ મને મારી નાખે ને ખાઈ જાય" એને ભારે અસર થઈ અને મનમાં બોલી ગયો 'જો મને વાચા મળે તો મોટા મિનારે ચઢીને લોકોને કહી દઉં

કોઈ દાન પુણ્ય તણાં કદી, અભિમાનને કરશો નહિ,
આ મેં કર્યું, આ મેં કર્યું, એ ધ્યાન કોઈ ધરશો નહિ
વળી માન, શ્લાઘા, કીર્તિનો કચરો દિલે ભરશો નહિ,
દેવી અનાસક્તિ તજી, આસક્તિને વરશો નહિ

અરેરે ! મને વાચા મળે, અવાજ નીકળે તો આ વાક્ય હું બધાને સંભળાવ્યા જ કરું ! મારા તુચ્છ ધ્યાન વડે, મારું પતન થયું ગર્વ

અને મમતા ગાળવા માટે કુદરતની મને શિક્ષા થઈ છે મરતી વખતે મારા હ્રદયમાં પ્રભુની જપમાળ નહોતી, પણ પુષ્કરિણીની સ્મૃતિ હતી

( વસતતિલકા )

જ્યોતને વળી સુણ્યો નજરે નિહાળ્યો,
પૂજ્યો છતા પણ પ્રભુ હ્રદયે ન ધાર્યો,
તેથી થયો અરરર દુ ખનુ પાત્ર ભારી,
ક્રિયા ગઈ અફળ ભાવવિહીન મારી ”

એમ પસ્તાવા કરતાં કરતાં અતરનાં કમાડ ઊઘડી ગયા એણે પ્રકાશ જોયો પૂર્વે આચરેલા વ્રતો પર ફરીને નિષ્ઠા જામી પ્રભુના દર્શનની એને ભારે ઝખના હતી દેડકાના હ્રદયમાં ભક્તિ સ્ફૂરી નીકળી તેણે એકદા પુષ્કરિણીમા આવનાર સ્ત્રીઓના મુખે સાંભળ્યુ કે ભગવાન મહાવીર એ જ નગરીના ગુણશીલકવનમા સમોસર્યાં છે એટલે બધાં નગરજનો જેમ દર્શનાર્થે નીકળી પડ્યા, એમ એ પણ નીકળી પડ્યો તમને આ વાતથી ખૂબ જ નવાઈ ઊપજશે કે ‘વળી દેડકાને આ બધુ હોય ?’ પણ નવાઈ પામવા જેવુ કશુ નથી આત્માની શક્તિની કશી જ મર્યાદા નથી એ અનહદ કે નિર્ગ્રંથ ગ્રથોમાં કાચબા અને કાચબીની અદ્ભુત કથા છે

ઘોડા નીચે

આપણો કથાનાયક નદ ' દેડકો હર્ષભેર દેડકાની ગતિએ દોડતો હતો અને દુનિયાનુ કે પોતાના દેહનુ કશુ જ ભાન નહોતું એવી આત્મમસ્તી નિરાળી જ હતી તેવામાં જ એક દોડતા ઘોડાની એડી નીચે એ ચગદાઈ ગયો, ચગદાવાથી અધમૂઓ થઈ ગયો મરતાં મરતાં પ્રભુને પોકાર્યા

દદૂર કહે છે

( રાગ-સારગ હરિભજન વિના )

“ ક્યાથી આવુ (હવે) દર્શન કરવા વીર પ્રભુજી તમારા,
અ તર્યામી આડા આવી ઊભા કર્મો મારા—ટેક

અધવચમાં મરણ થશે મારું દર્શન હું કેમ કરું તારું,
બાપલિયા જડતું નથી બારું ક્યાંથી આવું ૧
ગત ભવમાં ભૂલ કરી ભારી, બધી મહેનત ધૂળ મળી મારી
અભિમાને સર્વ ગયો હારી ક્યાંથી આવું ૨
તારક ન થયા દર્શન તારા, નીકળીને પ્રાણ થશે ન્યારા,
ગભરાયે ગાત્ર બધા મારા ક્યાંથી આવું ૩
શુભ વદન અહીં થી ગણી લેજે, મને દોષ તણી માફી દેજે,
છેવટ પણ પ્રભુ સાથે રહેજે ક્યાંથી આવું ૪

એમ ચિંતવન કરતા કરતાં પળવારમાં તો એના પ્રાણ ઊડી ગયા પણ મરણાંતે એનો ધ્વનિ 'પ્રભુ મહાવીર! પ્રભુ મહાવીર!' એ જ હતો.

આવી ભાવભરી ભક્તિ પ્રભુને કેમ ખેંચી ન લાવે? મહાવીરની અવ્યક્ત પ્રતિભાએ એની વન્દનઆંદોલન ઝીલી લીધાં, અને એ 'તૂહી તૂહી' કરતો ઊડી ગયો છે. તે સમયે માત્ર પ્રભુ-ધૂન અને ભાવના હતી. દેડકો મરીને દેવલોકમાં ગયો એમ જૈનઆગમનું જ્ઞાતાસૂત્ર ભાખે છે.

પૂરા પસ્તાવા પછી ઉત્પન્ન થયેલી ભાવના હૃદયસ્પર્શી હોય છે અને એ ખરેખર ભવજળ તારનારી છે. જૈનઆગમોએ ભાવની કિંમત સૌથી વધુ આંકી છે. દાન, શીલ, તપ અને ભાવ એ ચારમાં ભાવનો નંબર સૌથી ઊંચો છે.

## ભાવના ભવજળતારિણી

જૈન ગ્રંથમાં એક બળભદ્ર મુનિનું ચિત્ર છે. તેઓ એવા તો નમણા અને રૂપાળા હતા કે જતાં વળતાં પનઘટ પરની પનીહારીઓ એમનું રૂપ જોવામાં સાનભાન ભૂલી જતી. એકદા એક પનીહારીએ રૂપલાલસામાં પોતાનું મન અને મો એટલા તો એકાગ્ર કરી દીધાં હતા

કે હાથમાં રહેલું દોરડું ઘડાના ગળામાં નાખવાને બદલે પાસે બેઠેલા પોતાના નાના બાળકના ગળામાં નાખી દીધું મુનિએ એ દૃશ્ય નજરોનજર જોયું બાઈને ચેતવી તેજ પળે એમણે નગરનિવાસ તજી દીધો અને જંગલનો એકાંતવાસ સ્વીકાર્યો જંગલમાં જ મળે તે આહાર લેવો એવો એમનો સંકલ્પ હતો

જંગલમાં જાય કે ઇતર સ્થળે જાય જ્યાં જાય ત્યાં જીવસૃષ્ટિ તો ખડી જ છે ખરું જ કહ્યું છે 'સમાનતાને શિખરે જઈને, રે પ્રેમી ફૂંકે નવના જાદુ! પ્રેમીના જાદુ અજબ હોય છે મુનિની પાછળ આખું વન મુગ્ધ બન્યું નગરમાં માનવી હતા, અહીં પશુ હતાં પણ માનવપશુ જેટલો સારનામા ખલેલ કરે છે તેનો આ પશુ નથી કરતો! મુનિ ધ્યાનમગ્ન બને અને નિર્દોષ મૃગલાંના ટોળેટોળાં ગેલગાઈને આસપાસ મુનિની દૃષ્ટિમાં નિર્ભય રીતે ચર્યાં કરે ક્રમેક્રમે એક મૃગને સત્સંગનો રંગ લાગ્યો તે એવો હળી ગયો કે મુનિ ધ્યાન ધરે, ત્યાં લગી પોતે પણ ન હલે, ન ચલે. ધ્યાન પાળે ત્યારે ગેલ કરતો તે નિકટ આવે એણે અજ્ઞાનથી જાણ્યું કે મુનિને ક્યારેક જ ભિક્ષાનો યોગ થાય છે તેથી એવા યોગ તે શોધતો હતો

## 'ભાવ ભાવને જાણે છે, આત્મા આત્માને જાણે છે'

એમ મૃગલાને ભાવ પ્રગટ્યો એ એવી ભાવના ભાવવા લાગ્યો "આ મુનિજીને એવો યોગ ક્યાંથી આપું કે જ્યાં એમને ભિક્ષા મળી શકે" એવી એ તપાસ રાખતો અને યોગ કરાવતો હતો આ પ્રમાણે કરતાં એક વખત આ ભાવનાથી તે દૂર દૂર નીકળી ગયો એકાદ માઈલ ગયો હશે, ત્યાં એક સુથાર જંગલમાં લાકડાં વહેરવા આવેલો, તે એક બાજુ વૃક્ષની શાખાને વહેરતો હતો અને બીજી બાજુ રસોઈ તૈયાર થતી હતી

આ જોઈ પાછો આવીને મૃગલો મુનિને સંજ્ઞાથી પોતાની

પાછળ પાછળ ખેંચી જઈ હું ઉપરને સ્થળે લઈ ગયો. તપસ્વી મુનિને સતત ઉપવાસ થઈ ચૂક્યા હતા. ભિક્ષાનો યોગ જ નહોતો થયો.

આજ જંગલમાં મુનિજીનું પવિત્ર દર્શન ! સુથાર તો મુનિજીનું મુખારવિંદ જોતાં જ હરખાઈ ગયો. ખુશખુશ થઈ ગયો. અર્ધી ડાળ કપાઈ હતી. ભોજનવેળા થઈ હતી. કાપવાનું કામ બંધ થયું હતું. પોતે તુરત નીચે ઊતરી પડ્યો. એની પછવાડે બીજા માણસો પણ નીચે ઊતર્યા.

## ભાવનાનો પારો

મૃગનો હરખ માતો નહોતો. સુથારની ભાવનાનો પારો ખૂબ વધી ગયો હતો. સંતનું હૃદય પણ એની ભાવના જોઈ અત્યંત આનંદિત થયું હતું ! એ સુથાર જેવો ભિક્ષા વહોરાવવા જાય છે અને મુનિજી પાત્ર તૈયાર કરે છે, મૃગનો ભાવના ભાવતો ઊભો છે, ત્યાં એકાએક સખ્ત પવન આવતાં જ પેલી અર્ધકપાયેલ ડાળ કડાકાભેર એ ત્રણેના ઉપર તૂટી પડી. મુનિજી, સુથાર અને પાસે ઊભેલો ભાવના પ્રધાન નિર્દોષ મૃગનો એ ત્રણે જણ તે જ પળે મૃત્યુશરણ થયા. એ ત્રણેના ભાવ સરખા હતા, તેથી ત્રણે સ્વર્ગે ગયા.

## પૂરણ શેઠની ભાવના

**याद्दशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।**

કિંમત ભાવની છે, વસ્તુની નહિ ! વિશાળા નગરમાં પૂરણ શેઠ ચાર માસ થયા વિનંતિ કરતો હતો અને ભાવના ભાવતો હતો કે ભગવાન મારે ઘેર મધુકરી માટે પધારે. ભગવાન મહાવીર ચાર માસને પારણે મધુકરી માટે નીકળ્યા. દિન ઊગે અને હમેશા વાટ જોનાર પૂરણ શેઠ તો ખુશ ખુશ થઈ ગયો. એણે તો અનેક પ્રકારનાં મેવામિષ્ટાન્ન અને રસપાન તૈયાર રાખ્યાં હતાં. પણ રસ્તામાં જ ઉરણ નામના શેઠનું ઘર આવ્યું અને અંતરપ્રેરણા થતાં જ

અન્દર ગયા—અને કરપાત્ર ધર્યું

શેઠ બોલ્યા 'એલા! એ! આપજે આને ચાટવો ભરીને, (જાનવર માટે બાફેલા) અડદના બાકળા આપજે' આપનાર માણસે ભિક્ષુ સમજી આપ્યા એ બાકળા પ્રભુએ હસ્તમા લઈને આરોગ્યા અને પછી ચાલતા થયા એમને વસ્તુની કશી જ કિંમત નહોતી પ્રભુને ભિક્ષા મળ્યા પછી તરત જ દિવ્યતા કેળાઈ ગઈ, પંચ દિવ્ય પ્રગટ થયા. એ શેઠે જાણ્યુ પછી તો ભારે પસ્તાવો પણ થયો લોકો દોડી આવ્યા ભિક્ષાનુ પૂછ્યુ જવાબમા જીરણ શેઠે ખીરખાંડ આપ્યાની વાતો ચલાવી બેવો પૂરણ શેઠ તો ભાવનાના પૂરમાં તણાતો હતો, ત્યા સાભળ્યુ કે પ્રભુએ તો જીરણ શેઠને ત્યા પારણું કર્યું અને ભાવના થંભી થોડીવાર એ સમાચાર પૂરણને ન મળ્યા હોત, તો એને પ્રભુમય ભાવમા કેવળજ્ઞાન થાત ભાવનાનું કેવુ અદ્ભુત ફળ?

કૃષ્ણને સુદામાના તાંદુલમા અને વિદુરજીની ભાજીમા જે રસ મળ્યો, તે માલમલીદામાં નહોતો! શ્રીરામને શબરીના બોરમા જે લિજ્જત હતી, તે અનોખી હતી કારણ કે મીઠાશ ભાવમાં છે, પદાર્થમાં નહિ.

સારાંશ

અધમાધમ અધિકો પતિત, અખિલ જગતમા હુ જ
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુ ય

ભાવના નાવથી તારે, ભક્તિ આ ભવસાગર,
ભાવનાભાવ વિના ભક્તિ, ભમાવે ભવસાગરે

કહ્યું છે કે—

**समत्व भज भूतेषु निर्ममत्व विचिन्तय।**
**अपाकृत्य मनःशल्य भावशुद्धि समाश्रय॥**

અર્થાત્,

પ્રાણીમાત્રને વિષે સમત્વ રાખ, મમતા-માનને છોડવાનો વિચાર કર, મનનાં શલ્યોને કાઢી નાખ, અને ભાવનાની શુદ્ધિ કર

# દર્શનમોહનીય છૂટે તો ?

## [ પ્રવચન દશમું ]

પ્યારાં આત્મ-રસપિપાસુઓ !

હવે આપણે ઠેઠ 'આત્મસાક્ષાત્કાર'ની લગભગ આવી પહોંચ્યા, પણ અહીં 'દર્શનમોહનીય' (એટલે દર્શનના માર્ગમાં આડી ઊભેલી મોહિની) જીવને ભારી મૂંઝવણમાં મૂકી દે છે 'દર્શનમોહનીય' છૂટયા વિના તો આત્મદર્શન થાય જ નહિ માટે આજના વિષયમાં 'દર્શનમોહનીય' વિષે જ કહીશ

જન્મમૃત્યુના દુઃખનું મૂળ કર્મબંધન છે, અને કર્મબંધનનું મૂળ મોહ છે મોહ, તૃષ્ણા, રાગ દ્વેષ, કામભોગની આસક્તિ એ પ્રમાદનાં સ્થાન છે પ્રમાદથી અજ્ઞાનની વૃદ્ધિ થાય છે અજ્ઞાન કે મિથ્યાત્વથી શુદ્ધ દૃષ્ટિનો વિપર્યાસ થાય છે, અને ચિત્તમાં મલિનતાનો કચરા જામે છે ચારિત્ર વિકારી હોય ચિત્ત મલિન હોય ત્યાં સુધી તે મુક્તિના અભિમુખ થઈ શકાતું નથી

જૈનસૂત્ર 'ઉત્તરાધ્યયન'ના બત્રીસમા અધ્યયનમાં કર્મથી ઘેરા બંધને બંધાયેલા દુઃખી આત્માના દુઃખની નિવૃત્તિના ઉપાયો દર્શાવનામાં આવ્યા છે કહ્યું છે કે જ્યાં સુધી દર્શનમોહનીયનું જોર હોય અર્થાત્ કે ચારિત્ર્ય દર્શનમોહનીયથી છવાયેલ હોય—વિકારી હોય ત્યાં સુધી માણસ દુઃખનું મૂળ શોધી જ નથી શકતો !

### દર્શનમોહનીયના પ્રકારો

દર્શનમોહનીયના ત્રણ પ્રકાર છે સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વ મોહનીય, અને મિશ્રમોહનીય એટલે કે સાચામાં મૂઝાવું (સત્યમાં મૂઝાવું-મારું જ સાચું એવો વૃત્તિનો ઊંડો કદાગ્રહ), ખોટામાં મૂઝાવું (મિથ્યાત્વમાં-વિષયોમાં મૂઝાવું) અને બન્નેમાં-સાચાખોટામાં મૂઝાવું એમ ત્રણ પ્રકાર છે એ કોટ તૂટી જાય પછી જ ચારિત્રમોહનીય કોટને તોડવાનો માર્ગ ઉઘાડો થાય છે એ જ વાત શ્રીમદે કહી છે

> દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે,
> દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,
> તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
> વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો અપૂર્વ અવસર

### યયાતિનો દાખલો

વૈદિક ગ્રંથોમાં યયાતિનું ઉદાહરણ છે દર્શનમોહનીયથી ઘેરાયેલા યયાતિ રાજાએ પોતાના પુત્રની યુવાવસ્થા પોતે મેળવી અને પાંચ ઇન્દ્રિયોના વિષયોની લગામ છૂટી મૂકી, ભોગ ભોગવવા માંડ્યા, પણ એથી તો ઊલટી અતૃપ્તિનો ઉમેરો જ થયો

> એ બ્રહ્મ આદર્શ ભૂલી ભ્રમી હું,
> દેહે દીવાનો રસમોજ લેવા,
> માઝાતિના માંસલ ચર્મ ચૂથ્યા,
> તોયે ન પામ્યો રસ એક જિહ્વ

બહારના રૂપમાં અમૂલ્ય વીર્યનો સંચય ગુમાવ્યો અને રસનું ટીપુંય ન મળ્યું, પણ ઊલટી કામવાસના વધી પડી

પરંતુ દર્શનમોહનીય આવી જ એવા પ્રકારની હોય છે કે

અને તો અનુકૂળ નિમિત્ત થવા છતાં આંખો ખૂલતી જ નથી યથાતિમાં ભાવના તો હતી જ, એટલે ઊંચટ તે ખાતર આકરાયો અને આમ નિરીક્ષણ કરતાં એને પરમ સિદ્ધાંત સમજાયો, એટલે એણે જ ન મનસ પોતાનું કરી

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते॥**

"કામના પૂરતાં કામ, વધે છે ઘટતો નથી
જેમ ઘી હોમતાં આગ, વધે નક્કી ઘટે નહિ."—મહાભારત

કનકરથ રાજાની વાત

જૈનસૂત્ર 'જ્ઞાતાજી'માં એક સ્થળે પ્રસંગ છે તે અહીં પ્રાસંગિક હોવાથી કહું. તેતલીપુર નગરમાં કનકરથ નામનો ગાદી રાજા રાજ્ય ચલાવતો હતો. તેની રાણી પદ્માવતી જેવી રૂપાળી હતી તેવી જ ભાવિક અને ધર્મપ્રેમી હતી. પણ કામી પતિ આગળ એનું કશું ચાલતું નહિ! રાજા દર્શનમોહનીયથી પૂરો ઘેરાયેલો હતો.

યૌવન, ધન, સંપત્તિ, સત્તા ને અવિવેકતા,
અનર્થ એકથી જ્યાં, ત્યાં ચારેમાં શી રહે મણા?

ખરેખર કનકરથનો બહિર્મુખી અધઃપાત થઈ ચૂક્યો હતો. જગતમાં એક અધમમાં અધમ નર કરતાં પણ તે ઊતરતો થયો હતો. પ્રજા નાશથી ત્રાસી ઊઠી હતી. બીજી બાજુ એની અધિકાર લાલસા પણ એટલી તો પ્રબળ થઈ ચૂકી હતી કે પુત્ર થયો તો જાણે પોતાના અધિકારને આંચ પહોંચશે એ ભયથી પદ્માવતી જન્મેલાને પુત્ર થાય કે તુરત એને ખંડિત કરાવી નાખતો. એક, બે, ત્રણ અને ચાર એમ થયું અરે! જીવના અજ્ઞાનની કોઈ સીમા છે! મૂરખ પ્રાણી જાણે કદી મરવું જ કેમ ન હોય, કે પોતાની વર્તમાન સ્થિતિ જ જાણે કાયમ કદી ન રહેવાની હોય, તેમ અનર્થ પર પગ વધાર્યે જાય છે આનું જ નામ દર્શનમોહનીય કનકરથમાં

1

કામવિકાર—રાજ્ય લાલસા—જેટલા જોરમાં હતો, તેટલા જોરમાં પદ્માવતીના અંતરમાં વાત્સલ્ય ભર્યું હતું પોતાના વહાલસોયા અંગજાત, કુમળા બાળકને આની રીતે ગજાને નાલાયક કરવામાં આવે, એ અન્યાય એ કોઈ રીતે સહી શકી નહિ એના આત્માએ વાત બળવો પોકાર્યો સામે કેવળ પશુબળ હતું, જ્યારે રાણી પાસે વીરોચિત સત્ત્વ હૃદય હતું "જગતમાં પશુબળની સામે પ્રભુબળ જીતે છે," એ માન્યતા એવી રૂઢ છે કે પશુબળ મારે છે ને મરે છે છતાં પરમ સત્ય તો એ જ રહી ગયેલું હોવાથી પદ્માવતીના પક્ષમાં કુદરતે સાથ આપ્યો

## તેતલીપુત્ર પ્રધાન

એ કનકરથ રાજાને તેતલીપુત્ર નામ પ્રધાન હતો **'યથા રાજા તથા પ્રજા'**ની જેમ વાતાવરણની અસરને લીધે પ્રથમ તો તે પણ રૂપમાં મુગ્ધ થઈને પોટિલા નામની સોનારની દીકરીને પરણ્યો હતો પણ વખતના વહેણની સાથે તેનો રાગ મોળો પડી ગયો, અને તેની પત્ની પોટિલા મૂંઝાવા લાગી 'મારા ઉપર હવે પતિનો પ્રેમ ઊતરી ગયો છે,' આ વિચારથી તેનું જીવન શુષ્ક થવા લાગ્યું, અને મનની અસર શરીર પર પણ ઊતરી ફૂલેલ ગુલાબી ગાલમાં ખાડા પડ્યા તે સાવ ફિક્કી અને દૂબળી થઈ ગઈ પોટિલાની ચમક અગાઉ જેવી ન રહી જેણે અધ્યાત્મરસ ચાખ્યો હોય, જેની દર્શનમોહનીય નબળી પડી હોય, તેને તો આવો પ્રસંગ ઊલટો સાવધ થાય પણ યુવતી પોટિલાનું યૌવનફૂલ તો કરમાવા લાગ્યું એણે પતિના કામરાગને જ પતિપ્રેમ કલ્પી લીધો હતો ! ઘણીખરી અબોધ સ્ત્રીઓમાં આ જ માન્યતા ઘર કરી બેઠી હોય છે

## પોટિલાનો એકાએક હૃદયપલટો

પોટિલાના પરમ સદ્ભાગ્યે તેમને સુવ્રતા નામના એક સાધ્વી-

જીનો સત્સંગ મળ્યો. સ્ત્રીઓનાં હૃદય જેવાં હઠીલાં હોય છે, તેવાં કોમળ સરળ પણ હોય છે.

સાધ્વીજીએ પોટિલાના હૃદયને એવાર પ્રેમ ભરેલી જ જીતી લીધું "બહેન! તારા મનમાં કાંઈ ક[illegible] દર્દ છે!" મનપારખુ સાધ્વીજીએ એ[illegible] એકાંતની તક સાધીને પૂછ્યું. પોટિલાએ જિજ્ઞાસા વર્ષો વગર મોકળા મને બધી વાત કરી દીધી. અને પછી હળવાશ ગ્રહીને રહીને 'વશીકરણ મંત્ર'ની ઈચ્છા જાહેર કરી.

'બહેન! વશીકરણવિદ્યા અનિત્ય છે એ તો હું કહું એ વિશે જાણતી જ નથી પણ માન કે મંત્રથી તારો પતિ વશ થાય, પછી? એને તું વશ કરીને તો તારી વિષયવાસના પુરાય એ જ ઈચ્છે છે ને? કામવાસના પૂરવા ખાતર નીકી મહામોથી સ્વતંત્રતા વેચી તું પોતે કેદી બનવા માગે છે, અને એને પણ કેદી બનાવવા માગે છે? અને તું જો નિર્મળ પ્રેમ જ ચાહતી હો, તો તો તારે સંયમ અને બ્રહ્મચર્યને જ પ્રિય ગણવાં ઘટે. આજનું તારું બદન કે જે મ્લાન દેખાય છે, તેમાં સંયમ તપ અને બ્રહ્મચર્યનું તેજ પુરાય તો એથી તું તારા પતિને જ માત્ર નહિ, બલકે આખા જગતને તારા આત્મા તરફ ખેંચી શકીશ. એ પ્રેમમાં વિકારને જરા પણ અવકાશ નહિ નહિ હોય એટલે એ વિશુદ્ધ પ્રેમમાં આખું જગત સમાઈ શકશે. બહેન! માનુષ્ય પામી છો. એ જ ભાવનાને વધારીને જીવન સાર્થક કર અને ભગવાનને મળીને વિશ્વના કામ [illegible]માં તારું જીવન ગાળજે નહિ. તારું જીવન ત્યાગ માટે યોગ્ય છે."

જરા સ્વસ્થ થઈને, સાધ્વીજીએ કહ્યું: "હું માનવીની નબળાઈને પણ સમજું છું. પણ જેમ માનવીમાં વાસનાની નબળાઈ છે, તેમ આનંદનાનું સરસ બળ પણ છે. એટલે એણે નબળાઈને પોષવી ન જોઈએ. સ્ત્રીઓમાં બાળકાળમાં બહુ મુખ્ય ભાગ ભજવે છે એથી જ એ તીવ્ર કામવાસનાના વેગમાં વારંવાર ફસાઈ જાય છે. પણ

તારે માટે તો હવે એ પણ પ્રશ્ન નથી, કેમકે તને એમ આળમ પણ થયેલ છે માટે ક્ષણજીવી, રંગીલા, મેના, એના પ્રાચીન અભ્યાસથી મુક્ત થા, અને તારા પતિના પણ પતિરૂપ પ્રભુના દર્શનની ખરી તાલાવેલી લગાડ "

સાધ્વીજી ઉપર પોટિલાની સંગીન શ્રદ્ધા ચોંટી હતી, એથી આ અનુભવસભર્યા એક એક બોલ એના હૃદયમાં રમી રહ્યા

"જો વિષયો આખરે પણ તજીને જવાના જ છે, તો આપમેળે જ એમને કાં ન તજવા?" એ વાત એને ગળે ઊતરી ગઈ અને પોટિલાના હૃદયનો અજબ પલટો થયો એમ થવાનાં બે કારણ હતાં (૧) યોગ્ય પાત્ર હતું, અને (૨) સ્ત્રીજાતિનાં જ પીઢ, અનુભવી, પ્રતાપી, તેજસ્વી, પ્રતિભાશાળી સાધ્વીજી ઉપદેશક તરીકે હતા 'ચિત્ત, વિત્ત અને પાત્ર ત્રણેયનો સુયોગ થયા પછી બાકી શું રહે!' એટલું કહી આર્યાજી ગયા

પોટિલાનો વાસનાનો કાંટો જ્ઞાન થતાં ઊખડી ગયો એની આત્મપ્રતિષ્ઠા થવાથી વૈરાગ્ય પ્રગટ્યો બધા પદાર્થો આત્મસમૃદ્ધિ આગળ તુચ્છ ભાસવા લાગ્યા મનનો અને શરીરનો વાન સાવ જ પલટી ગયો ચહેરા પર પ્રસન્નતા પ્રગટી રહી, અને અંતરમાં નીરસતા ખીલી ઊઠી આજ લગી અનર્થને અર્થ માન્યો હતો, એટલે દોડાદોડ હતી હવે તે જંજાળ ટળી ગઈ

પોટિલાએ વિચાર્યું 'અહા! આટલા જ પ્રસંગમાં આટલો લાભ થયો તો જીવનપર્યંત આ પવિત્ર મૂર્તિ સાથે રહેવાનું થાય તો કેવું સારું?' એકાએક આ વિચાર એણે સાધ્વીજી ફરીને પધાર્યાં ત્યારે તેમની કને મૂક્યો "આર્યાજી! મને હવે ભોગની કે સાંસારિક વ્યવહારજન્ય સુખની અભિલાષા રહી નથી. મારી તો ઇચ્છા છે કે હું આપની સાથે રહી જીવન ગુજારું આપ મને અપનાવવાની દયા કરો '

આર્યાજી વિચારમા પડી ગયા ' ક્યાં વશીકરણમત્રની યાચ નાવાળી પામર દશા, અને ક્યા આજનો નમ્ર છતાં ભવ્ય વૈરાગ્ય !'

સબધીઓની સમતિ જોઇએ—જૈન શાસ્ત્રો એમ ફરમાવે છે કે પૂર્વ સબધીઓની જાહેર અને ચોખ્ખી સમતિ સિવાય કોઈને સાધુસસ્થામા ન લેવાય વળી અજ્ઞાની, બાળ, ખોડીલો, કજ્જીઆર, કાયર કે ગુનેગાર વ્યક્તિને પણ સાધુસસ્થામાં ન ભેળવી શકાય જો કે આ પાત્રમાં આ બધી યોગ્યતા હતી જ, પણ પૂર્વસબધીની આજ્ઞા લેવાની હતી એટલે સાધ્વીજીએ કહ્યુ " બેટા તારી સાત્વિક ઇચ્છા અવગણવા યોગ્ય નથી સયમના માર્ગમાં સુખ ઊપજે તેમ વિચારવામા કશો પ્રતિબધ ન હોવો જોઈએ પરતુ દીક્ષા લીધા પહેલા તારે તારા પતિની આજ્ઞા મેળવવી જોઈએ "

## તેતલીપુત્ર પાસે પોટ્ટિલા

પોટિલાએ પતિસાનિધ્યમાં આવી પોતાના હૃદયના બધા ભાવો વ્યક્ત કીધા તેતલીપુત્રે રોકવા માટે ઘણુ સમજાવી, અને દીક્ષાની કઠિનતા કહી ' તુ ધારે છે એટલો ટૂકો પથ નથી '

પોટિલા કહે ' પથ ગમે તેટલો લાંબો હશે, તોપણ તે કાપ્યે જ છૂટકો છે મને રજા આપો આ જન્મે કે જન્માંતરે હુ એ જ મારા ધ્યેયમાં જીવીશ અને મરીશ નયન ખૂ ાં નહોતાં ત્યારે હુ જ વિષયના કીચડને ઇચ્છતી હતી પણ ગુરુકૃપાથી માર્ગ નયન ખૂલ્યા છે, એટલે તમને પણ આ ઉપાધિજ જાળને છોડો અને આત્મશ્રેયના પથે વળો એમ કહેવાનુ દિલ થાય છે '

## તેતલીપુત્રનો અચબો અને વચનમાગણી

તેતલીપુત્ર પ્રધાને કદી ન કલ્પેલો એવો પોટિલાનો એકાએક હૃદયપલટો જોયો એણે કહ્યુ " હુ એ ન્મ ત્યાગ તો નથી સ્વીકારી શકતો, પણ તારા એ સુદર માર્ગમા મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે પણ મારી એક એટલી ઇચ્છા રહે છે કે તુ મને એક વચન આપ

કે ભવિષ્યમાં તુ અમે ત્યા ઊચા સ્થાનમા જાય, તોપણુ ત્યાંથી મને સદ્બોધ પમાડવા, સમજાવવા તારે જરૂર આવવુ ' પોટિલાએ તેમ કરવાનું વચન આપ્યુ " હું ગમે તે સ્થાનમાંથી આવીને તમને ઉપદેશ કરીશ " પતિની આજ્ઞા મળતી અનેક સહચરીઓ અને પ્રશસકોના હરખના આંસુ વચ્ચે પોટિલાએ ત્યાગ કર્યો સુનતા તો સમર્થ હતાં. શિષ્યલાલસા એમને હતી જ નહિ એટલે દીક્ષા આપ્યા પછી ઊચી ભાવના, સયમ, સતોષ, પવિત્રતા વગેરે ઉત્તમ ગુણોની પ્રેરણાઓ જીવનના અત સુધી સતત પાયા કરી એવામા પોટિલાનો દેહાંત સમય દેખાયો હજી એનું થોડુ કામ અધૂરુ રહી ગયુ હતુ ઉવટે સમાધિપરિણામે કાળધર્મ પામી તે સ્વર્ગે ગઈ

### જૈનવાણી

ધ્યેય નકકી કરી લીધા પછી ધ્યેયે પહોચવા માટે જો મનુષ્ય પાસે આયુષ્ય થોડુ અને કામ વધુ હોય, તો એવો માણસ સ્વર્ગ યોનિમાં જઈ વિસામો લે છે, એમ જૈનવાણી ભાખે છે

પોટિલાને સ્વર્ગમાં રહ્યાં રહ્યા, પૂર્વજન્મના પતિને અપાયેલું વચન સાંભરી આવ્યુ એને થયુ કે મારે તેતલીપુત્ર પાસે જઈ એમને પ્રબોધવા જોઈએ

### દીવાનની વફાદારી

આ તરફ જે એક પ્રસગ વચમા કહેવો રહી ગયો છે, તે કહું પદ્માવતીને કનકરથ રાજાની રૌદ્ર લીલા ડખતી, એ તમ જાણો છો પોતાના નિરપરાધી પુત્રોનો પ્રસવતાં વેત જ કોઈ પણ અગને ખડિત કરવાનો દુરાચાર એને અસહ્ય થાય એ દેખીતું જ હતું પીડિતનો પવિત્ર આત્મસાદ નિસર્ગ જરૂર સાભળે છે પીડક ભલે ન સાભળે, પણ કુદરત તો જરૂર સાંભળે છે

પદ્માવતી રાણીએ તેતલીપુત્ર દીવાનને ગુપ્ત રીતે બોલાવી મનો વેદના જણાવી એટલે એણે મહારાણી પદ્માવતીને ચરણે જઈ કહ્યુ

"આપ કહો તે રીતે મદદ કરવા તૈયાર છુ' પદ્માવતીએ કહ્યુ "હાલ મારે ગર્ભ છે જો એ પુત્રરૂપે અવતરે તો એને ખસેડી બીજે સ્થાનેથી ભળતું બાળક લાવીને મુકાય તો જ મારી કૂખનુ બાળક બચે પણ જો ભળતું બાળક પુત્ર મરે તો એનો પણ નાશ થાય એવી હત્યા કેમ વહોરાય ?'

એટલુ બોલતાં બોલતાં પદ્માવતીની આખ ભીંજાઈ ગઈ "માજી ! ચિંતા ન કરો, મારે ઘેર એવો જ પ્રસગ છે (આપણે જે કાળની વાત કરીએ છીએ તે વખતે તો પોટિલા ગર્ભવતી હતી ત્યારપછી તો વળી અનેક પ્રસંગો પલટી ગયા ) જો પુત્રીનો જ પ્રસવ થાય તો કઈ પ્રશ્ન જ નહી પુત્રનો થાય તો વળી તે વખતે પ્રભુ બીજુ કઈ સત્ય જ સુઝાડશે હુ વફાદારી ખાતર અમે તે ભોગ આપવા તૈયાર છુ "

પદ્માવતીને ભારે દિલાસો મળ્યો એના રોમરોમ ઉલ્લાસથી ભરાઈ ગયા એણે અંતરની ભીની આશિષ વરસાવી

## શુભ સંકલ્પમા નિસર્ગ સાનુકૂળ

સંકલ્પ શુભ હોય તો કુદરત હમેશાં સાનુકૂળ જ થાય છે વખત જતા મહારાણીને પુત્ર થયો અને દીવાનને ત્યાં પોટિલાની કૂખે પુત્રી થઈ એટલે સંકેત અનુસાર પોતે પુત્રને રાખ્યો અને પોતાની પુત્રી રાણીને સોંપી રાજાને દીકરીના જન્મની ખબર મળી, અને પુત્રીનુ ખંડન કરવાની જરૂર નથી એમ સમજાવતાં રાજા સમજી ગયો કનકરથને ક્યા ખબર હતી કે "દૈવરક્ષિતને માનવીનુ કોઈ પણ શસ્ત્ર સંહારી શકતુ નથી " એ તો હજુ એ જ ભ્રમમા રાચતો હતો કે, " મારુ રાજ્ય લેનાર કોઈ નથી યાવચ્ચંદ્રદિવાકરૌ છે' અહા ! મનુષ્ય જ્યારે માનવતાવિહૂણો બને છે, ત્યારે રક્ષકના બદલે કેટલો ભક્ષક, અને શાંતિસ્થાપકને બદલે કેટલો અશાન્તિવર્ધક બની રહે છે !'

### કનકરથની છેલ્લી ઘડી

પ્રધાને રાજકુમારનું નામ કનકધ્વજ રાખ્યું, ને રાજપુત્રો જેવા જ બધા સાધનો આપી પોતાને ત્યાં પાળ્યો, પોષ્યો, અભ્યાસ કરાવી તેને બધી વિદ્યામાં પારંગત કરાવ્યો. કનકધ્વજ મોટો થતા બધો ભેદ પામી ગયો, પણ એણે ખરેખર જ પ્રધાનને પિતારૂપ જ માન્યો હતો. એ તેના પ્રત્યે અત્યંત પૂજ્યભાવ ધરાવતો હતો.

આ બાજુ રાજકુમાર ગાદીલાયક થતો હતો ત્યાં બીજી બાજુ, રાજા બિમાર પડયો હતો. 'હું તે કદી બિમાર થાઉં,' એ કનકરથનું અભિમાન ઓગળી ગયું હતું. બધી દવાઓ ફોક થઈ એટલે વિચાર્યું આ તો આવી બન્યું, હવે હાર્યો! છેલ્લી ઘડી સુધી બચવા માટે તો ઘણા ફાંફાં માર્યા.

> ટૂટી તે તો જરૂર ટૂટી, ટૂટીની નહિ બૂટી,
> જમરો કાળઝપાટો રે, માથે મરણબીક છે મોટી.

હવે હું કરવું? એ બહુ ગભરાયો.

'જે જેટલો પાપી તે તેટલો ડરપોક,' એ કુદરતી કાનૂન છે. જ્યાં લગી આ શરીર તે હું છું એવા ભાવ છે ત્યાં લગી જ ભય છે, બાકી આ લૂગડાં ફેરવી નવાં પહેરવાં છે એમ સમજનારને શોક શાનો હોય? જેને દર્શનમોહનીય કર્મનો નાશ થયો હોય, જેની અવિદ્યા ઓગળી ગઈ હોય, તેની જ એવી દશા હોય! તે તો એમ જ કહે કે, 'તૈયાર છું, મરણ ગમે ત્યારે ભલેને આવે.' પણ એવા વિરલા તો બહુ થોડા. માટે જ કહ્યું છે.

**આતમદર્શન વિરલા પાવે, દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે,**
**એ મારગ સમજે કોઈ વિરલા, વિરલાને એમાં રસ આવે.**

### અંતિમ અવસર

રાજાએ લખલૂટ ધન ખરચી નાખ્યું પણ તે નિષ્ફળ ગયું

તેના ધનમાલ, વાડીવજીફા કે સ્ત્રીપરિવાર કોઈ બચાવે તેમ હતું નહિ. છેવટે ખાતરી થઈ કે હવે તો જવું જ પડશે, ત્યારે એને ભારે આંતરપીડા થવા લાગી 'હાય હાય' મે ગજબ કરી નાખ્યો અત્યાચારો કર્યા, દુરાચારો સેવ્યા, અરે મારા જ પુત્રોને મારા હાથે ખતમ કર્યા અરેરે! હું કયે ભવે છૂટીશ? હે પ્રભુ! હે પતિતપાવન! મારો ઉદ્ધાર ક્યાંથી થશે? અરે! મે ગાદીનો કોઈ ઉમેદવાર જ ન રહેવા દીધો પ્રજાને પીલી નાખી દુશ્મન આવીને મારું જમાવેલું રાચવેલું રાજ્ય હડપાવામાં પચાવી લેશે!' આ કલ્પના એને ભારે ત્રાસ ઉપજાવતી મૃત્યુશય્યામાં પડયાં પડયાં એ ઉશ્કેરાતો બબડતો મથતો, પણ હવે શરીરનો કાબૂ નહોતો રહ્યો રાજા તો એવી જ અધમ અને વ્યાકુળ દશામા પરલોકવાસી થઈ ગયો

> હસનારાઓને રડાવે, રોતા ઉપર હસે જે,
> રોનાર તેને કોઈ, આખર નહિ રહે છે
> જેવી કરે છે કરણી, તેના તુરત ફળે છે,
> બદલો ભલા બૂરાનો, અહીં ના અહીં મળે છે

રાજા તો મનમાં ને મનમાં પસ્તાતો ચાલ્યો ગયો પ્રધાને રાજાની ઉત્તરક્રિયા કરી પ્રજાજનોએ એમા ભાગ તો લીધો, પણ રાજા જવાથી એને કોઈને વિરહનું દુઃખ નહોતું પણ છુટકારાનો આહ્લાદ હતો

રાજ્યાભિષેક

પ્રધાને પ્રજાજનોની મોટી રાજસભા બોલાવી, ત્યાં મહારાણી અને પ્રધાને ગુપ્ત રાજપુત્રની વાત જાહેર કરી "આજલગી રાજ્યના હિતને ખાતર એ બીના ગુપ્ત રાખવાની જરૂર હતી અને તેથી રાજપુત્રને છૂપી રીતે મારા ઘરમાં ઉછેરવામા આવ્યા હતા—"પ્રધાનનો આ ખુલાસો સાંભળી પ્રજાને હર્ષનો પાર ન રહ્યો કુમારના હાવ ભાવ, પ્રકૃતિ વગેરે લક્ષણો એ રાજબીજ છે એની પ્રત્યક્ષ ખાતરી

આપતાં હતાં અહુએ તેતલીપુત્રની કૃતજ્ઞતાની ખૂબ પ્રશસા કરી ને ઘણો આભાર માન્યો રાજ્યના ભલા ખાતર તમે ભારે ભોગ આપ્યો, તેતલીપુત્રનું નાક ગમ્યુ વગેરે અભિનદનનો તો પ્રધાન ઉપર વર સાદ વરસી ગયો એ રાજસભામાં કનકધ્વજનો ઠાઠમાઠપૂર્વક રાજ્યા ભિષેક થયો હવે હુ ફરીને મુખ્ય વિષય તરફ વળુ છુ

## તેતલીપુત્ર લપસ્યો

સુશિક્ષિત કનકધ્વજે ગાદીએ બેઠા પછી આ પાલક પિતાના આભારનો બદલો વાળ્યો એણે પોતાની રાજ્ય-સપત્તિમાંથી કેટલોક ભાગ કાઢી આપ્યો તેતલીપુત્રને એ હમેશાં પિતાના સન્માનથી વધાવે, એટલે પ્રજામાં પણ રાજપિતા જેટલુજ એનુ બહુમાન થવા લાગ્યુ

'લપસણામા જીવને લપસતાં વાર લાગતી નથી " તેતલીપુત્રને તો ચારે બાજુથી લપસણાં વેરી વળ્યા ખ્યાતિ, વૈભવ અને અધિકાર

તેતલીપુત્ર ધીરેધીરે લપસવા માંડયો. પોટિલાના ત્યાગ વખતે વૈરાગ્યનો જે અકુર જાગ્યો હતો તે દશા દબાઈ ગઈ અને ફરીથી કામવાસના અને વિલાસવૃત્તિનુ જોરવાળુ મોજુ ફેલાઈ ગયુ

## પોટિલાની દૃષ્ટિએ તેતલીપુત્ર

પોટિલાનો આત્મા સ્વર્ગમાં ગયા ગયા પોતાના સાથીના પત નના ભયે કપતો હતો એણે નિશ્ચિત કર્યો કે, "કોઈ પણ રીતે એનો ઉદ્ધાર થાય તેમ એને બહાર કાઢવો છે ' પણ તેતલીપુત્ર ઊડા અધઃપાતમા ઝડપભેર કદમ ભર્યે જતો હતો

બહારથી તો તેતલીપુત્રને જોનાર એની સ્થિતિની ઈર્ષા કરે એવુ હતું માણસને માન, આદર, ધનવૈભવ, સત્તા, સામર્થ્ય ઉપરાંત નીતિના ગુણો તો હજુ આબાદ હતા પણ અદરથી માલ સડવા લાગ્યો હતો એ કોણ જોઈ શકે ? તાજમહાલ બહારથી દેખાવમાં બહુ સુંદર લાગે, પણ સમદષ્ટિ હોય તે તો અંદરનો ઇતિહાસ જોવા

કમરી 'કોના રૂપિયા અને કોના લોહીથી એ ભવ્ય આલયમાં થયાં છે? એક એક પથ્થર પાછળ કેટલા હજારોનાં સ્વેદબિંદુઓ ટપક્યાં છે? હિંદુસ્થાન જેવા ગરીબ દેશમાં એક બાદશાહ પોતાની સ્ત્રીનું નામ રાખવા ખાતર કરોડોને ધુમાડો કરે એ શું સૂચવે છે? આ દૃષ્ટિએ જોનારને તાજમહાલ જોઈને જે કંઈ થાય એવું પોટિલાને તેતલીપુત્રનું દર્શન થયું બહારથી સુંદર અને ઉજ્જ્વળ દેખાતી ચીજને બારીકાઈથી—સમદૃષ્ટિથી—તપાસીએ તો ખરી સુંદરતા અને ઉજ્જ્વળતા કેટલી છે તેનું માપ નીકળે પણ જગતમાં મો ગમ્યુ તેને અંધારું છે ભીતરની તો રામ જાણે' એ અન્યોક્તિમાં બારોબાર સત્ય ભર્યું છે એ ઉપરનું જ જુએ છે

'છે અંધારું ઘોર, સૂરજને અજવાળે, છે અંધારું ઘોર' એ પદનું સ્મરણ થાય છે

કોઈ પાંચ લાખ કમાય એટલે એના સ્નેહીઓ હરખાય, પણ પોતાનો સ્નેહી કમાયો તેમાં મરી કેટલાં ગયાં તે કોણ જુએ છે? તેમ તાજની કારીગરી બધા જુએ છે પણ તે બંધાયો શી રીતે તે કોણ જુએ છે? મનુષ્યમાત્ર રૂપિયા કમાયા તેનો હિસાબ રાખે છે, પણ તે કમાવામાં પાપ કેટલાં કર્યાં તેની નોંધ નથી રાખતો

ગર્વમાં ઘેરાયેલા તેતલીપુત્રનું પતન એટલેથી જ અટક્યું નહિ, એના મનમાં 'હું મહારાજાનો બાપ, મને બધા રાજપિતા કહે, અને રાજપિતા પ્રમાણે આદર આપે' એ દર્દ વારંવાર આવતું અને ફૂલીને ઢોલ બનાવતું

ચડાવીને પછાડે છે, ગર્વનો ગર્દભ સહુ જનને,
પછી પસ્તાય છે ભૂરા, અનુભવ છે સહુ જનને

## પોટિલાના સામાન્ય પ્રયાસ

પોટિલા તેતલીપુત્રને જગાડવા માટે એક મહાપુરુષ સતનું રૂપ ધારણ કરીને એની પાસે આવીને ઊભી રહી અને પ્રસંગ અનુસાર

બોર કર્યો પણ તેતલીપુત્ર એવો ખૂંચી ગયો હતો કે ત્યાં ઉપદેશ કામ કરી શકે તેમ નહોતું પોટિલાએ પ્રસંગોપાત્ત એક વખત કહ્યું, "તમે ઓળખો છો—જેને તમે ઘણીવાર યાદ કરો છો તે પોતે જ તમારી પત્ની પોટિલાનો હું જીવ છું ! તમને મે પ્રબોધવાનું વચન આપેલું, માટે હું અહીં આવેલ છું" તેતલીપુત્ર કહે "ઓહો ! એ તમે પોતે ? હા, વાહ ! તમે ઉપકાર કર્યો તમારું વચન તમે પાળ્યું એ બહુ સારું કર્યું પણ તમે જુઓ જ છો ને કે મારે અહીં કેટલા બધા અગત્યનાં કાર્યો છે ; મે ઉપદેશ કરો, એ સત્ય છે અને એવા પ્રકારનું મે ઘણીવાર વાચ્યું પણ છે હું જાણું પણ છું છતાં નિરુપાય છે મને માફ કરો" એમ કહી મૂળ તત્ત્વને તો તેણે ઉડાવી જ દીધી અહો ! દર્શનમોહનીયની આધી કેવી વિચિત્ર છે !"

તેતલીપુત્રને શ્રવણ કરવાનું ન સૂઝ્યું કેમકે મોહ ઘટ્યો હોય, એનું જોર મોળુ પડ્યું હોય, તો જ સત્ય સાંભળી શકાય નહિ તો કટાળો જ આવે ! જેની આખમાં પડળ હોય એ સત્યને ન જોઈ શકે તેતલીપુત્રના મનમાં મસ મારું રાજ્ય, મારી સમૃદ્ધિ, મારા-પણાની માયામમતાનું પડળ વળ્યું હતું, ત્યાં ઉપદેશ શી અસર કરે !

આવો માણસ જ્યારે બિમાર પડે ત્યારે ઠેકાણાર થઈ જાય. ડૉક્ટર કહે એમ કરે, તે કહે એટલો ખર્ચ કરે, અને કહે એટલાં ઈંજેક્શન લે ગધેડાનું મૂત્ર પીએ, પણ અમૃત ન પીએ કનકરથ રાજાની જે સ્થિતિ જોઈ ગયા, એવી જ તેતલીપુત્રની સ્થિતિ હવે થઈ ગઈ હતી

### પોટિલાનો ચમત્કાર

પોટિલાએ જોયું કે દર્દ ઊંડું છે ત્યારે પ્રયોગ વિના જાય તેમ નથી દર્શનમોહનીયના મૂળ પડળ ઉપર પ્રહાર થશે, ત્યારે જ આંખ ઊઘડશે મે એને કોલ આપ્યો છે એટલે મારે એ કોલ પાળવા ખાતર કોઈ પણ પ્રયોગે એને ઉગારવો જ જોઈએ આમ વિચાર કરી પોટિલાએ દૈવી શક્તિ વડે એવો પ્રયોગ કર્યો કે તેતલીપુત્રનો

ક્યાય કોઈ આદર જ ન કરે એવુ એ દેખે ઘરના માણસથી જ આ શરૂઆત થઈ ગઈ નવી પત્નીને પૂછે તો એ જવાબ જ ન વાળે જાણે કઈ સાંભળ્યુ જ ન હોય તેતલીપુત્ર બૂમો પાડે, ચિડાય, પણ ગણકારે જ નહિ માણસોને પણ હુકમો ક્યાં જ કરે, પણ દાદ જ ન દે બહાર જાય તો કોઈ સલામ જ ન કરે સત્કારનુ નામ જ નહિ

દરબારમાં જતાં રસ્તામાં કોઈએ સલામ જ ન ભરી, કોઈએ જરા પણ આદરસન્માન ન કર્યું કચેરીમા ગયો ત્યારે જાણે કોઈ ઓળખતુ જ ન હોય, તેમ ન કોઈએ સલામ ભરી, ન કોઈ ઊભુ થયુ, ન કોઈ જાતની દરકાર કરી હમેશાં કુમાર સુધ્ધાં ઊભા થાય અને આજે તો એક પણ ઊભો ન થયો સામાન્ય માણસ પણ ઊભો ન થયો જાણે જગત આખુ ફરી ગયુ

જ્યા ખમા ખમા હજારો માણસો કરતાં હોય, ત્યાં આવુ એકાએક અપમાન અતિ દોહ્યલુ થઈ પડયુ તેતલીપુત્રને થયુ કે ભૂમિ મારગ દે તો જાણે હમણા જ સમાઈ જાઉ ! એના દિલમા ભારે આઘાત લાગ્યો આટલો બધો એકાએક દુનિયાનો પલટો કેમ ? એ રહસ્ય તે સમજી ન શક્યો જોકે આ બધી દેવમાયાકૃત ઇંદ્રજાળ પૂરતી જ હતી વાસ્તવિક રીતે તેવુ કશુ નહોતું, પણ તેતલીપુત્રને તે ખરુ જ ભાસતું હતું ભગવાને કહ્યુ છે "માનઅપમાન જેને સમાન હોય, અને જેને હર્ષશોક સમાન હોય એ જ મને પ્રિય છે એ જ મારો ખરો ભક્ત છે" જેનામાં ચિત્તની પ્રસન્નતા પ્રગટી હોય, એને સિનેમાની રીલમની માફક નાગદ્વેષ કદી ન થાય પણ એ સમભાવની ભૂમિકા પર જે ન હોય તે જરા માન મળે કે ફુલાઈ જાય અને જરા અપમાન થતાં ઢીલો ઢફ થઈ જાય

તેતલીપુત્ર કચેરીમા જઈને મહારાણાની ખુરશી પાસે જઈ પોતાની ખુરશી પાસે બેઠો, પણ ઊભા થવાની તો વાત જ દૂર રહી, ઊલટુ એણે તો જાણે ન ગમ્યુ હોય તેમ મોઢુ ફેરવી નાખ્યુ હવે તેતલીપુત્રથી ન રહેવાયુ એની આંખો અમર્ષ લાલચોળ થઈ

મનમાં થયુ કે આ ગજબ શો થયો ? મારે શુ કરવુ ? આટલુ બધુ હળાહળ અપમાન ! પણ આંખો લાલ કરીને શુ કરે ? એના માનનો તો ભૂકા જ થઇ ગયો આંખો શરમથી એવી તો નીચી નમી ગઈ કે ઊંચે મોદ જેનાય જ નહિ ! એ તો ય ઓળાની માફક બેસી રહ્યો જે ગ્યએ છડી પોકારાતી અને ખમા ખમા થતી હતી, ત્યા આજે કોઈ ઓળખતુ પણ ન હોય તેવો બવો દેખાવ જોઈ તેના આશ્ચર્યનો અને અફસોસનો પાર ન રહ્યો કચેરી બરખાસ્ત થઈ અને વળતી વખતે પણ કોઈ બોલ્યુ જ નહિ !

## તેતીલીપુત્ર આપઘાતને માર્ગે

બસ અફીણ ખાઈને આ રહીએ મરી જાઉં,' એવુ વિચારી ઘેર જઇને અફીણ કાઢી ઘૂટી ઘૂટીને પી ગયો, પણ અસર જ ન થઈ અર્ધો કલાક થયો એટલે વળી મૂર્ઝાયો ઉપર તેલ પી ગયો પણ તોય કાઈ થયુ નહિ 'લેને, ગળે ફાંસો દઉ,' બારણુ બંધ કરી ઝીણી દોરની દોરી લાવીને ગાળો ખાધો, પણ દોરી જ તૂટી ગઈ બારણું ઉઘાડીને ઘર પાછળ બગીચાના ઊંડા ભમરિયા કૂવા પાસે ગયો, અને ધબ દઈ કૂવામા પડ્યો પણ કશુ જ નહિ ! પાણી ઢીંચણસૂધુ હતુ ત્યાંથી બહાર નીકળ્યો છેવટે ગળા પર ઘા કરવા પોતાની તીક્ષ્ણ તલવાર કાઢી, ને લગાવી દીધી પણ તલવાર જ બૂઠી નેતર જેવી થઈ ગઈ ! એવી રીતે મરવાના બની શકે તેટલા બધા પ્રયાસો કર્યા, પણ નિષ્ફળ ગયા !

## તેતલીપુત્રની ઘોર નિરાશા

બહાર મોઢુ બતાવાય એમ તો હતુ જ નહિ અને અહી જેટલા ઝેર ખાધા તે ભોળા પડ્યાં વળી આપઘાતના પ્રયાસો નિષ્ફળ ગયા 'અરર હવે શુ કરવુ ?' એણે દાંત કચકચાવ્યા, ડાચ્ચાં કરી કરીને પણ થાક્યો પછી તો છેવટે નિરાશ થઈને પોક મૂકીને રોયો

પોટિલાએ જોયુ કે સ્થિતિ હવે પાકી ગઇ છે, એટલે તુરત દેવરૂપે હાજર થઈને કહ્યુ "કેમ જોઈ લીધુ ને ! માનના ભૂકા

થઈ ગયા ના ? દુનિયામા માન થાય છે એના માનપાનમા દોકડો
નીચે કિંમત નથી કારભારુ ને મોટાઈ તેને મળે ત્યા સુધી કે પણ
તમે તો એમાં જ મૂઢ બની ગયા ! હવે શરીરને મારવાથી શો દહાડો
વળવાનો હતો ? રોવાથી પણ શુ વળે ? જેણે ભુલાવામા, અધકારમા
તમને નાખ્યા છે એને મારો, ખરેખર દુશ્મન અંદર છે દર્શન
મોહનીય કર્મે આ ઘેરો ઘાલ્યો છે માટે ઊઠો, તમારા સુખનો માર્ગ
તમારી પાસે જ છે મે અગાઉ ઘણીવાર કહ્યુ હતું, પણ તમે
જાગ્યા જ નહિ ! હવે જાગવુ છે કે કેમ ?

> જગાડયા શું જાગતા નથી રે, જગાડયા શું જાગતા નથી,
> તજવાનું ત્યાગતા નથી રે, જગાડયા શું જાગતા નથી
> આત્મશ્રેયના કામની પાછળ લાગતા નથી રે,
> જગાડયા શું જાગતા નથી

"આ બધુ તમે કર્યું ?"

"હા વચન પાળવા ખાતર કરવુ પડયુ ને હજી નહી માનો
તો આથી વધુ કરવુ પડશે "

### તેતલીપુત્રને અસર

હવે તત્કાળ અસર થઈ કારણકે બધુ નજરે જોઈ લીધુ હતું
ઘણા એવા સંસ્કારી પુરુષ હોય કે એક જ દશ્ય બસ થાય એક જ
વાક્ય બસ થાય ! કોઈને વળી વારવાર સત્સગ સેવવો પડે, એથી
ઓછા સસ્કારવાળાને તો જન્મો સુધી કશી જ અસર ન થાય બહુ જ
દુ ખ પડે અને પોતાનુ કોઈ જ રહે નહી ત્યારે જાગે, ને ભાન થાય,
અને ઘણા તો મગશિળિયા પહાણા જેવા પાણીમા નિરતર રહે
તોય એવા ને એવા, એમને કશુ જ ન થાય એમ જીવોની અનત
પ્રકારની કોટિઓ હોય છે

તેતલીપુત્રને પોટિલાની બોધધારા ગળે ઊતરી. ઉપદેશ અને
તેના ઊંડા વિચારને અતે ભીતરનુ સૌદર્યકિરણ એણે ભાળ્યુ,

અભિમાન ઓગળી ગયું નમ્રાતિનમ્ર થઇ ગયો કોઈને કુળનું, કોઈને જાતનું, કોઈને તપનું, કોઈને યશનું, કોઈને મોટાઈનું, કોઈને બળનું, તો કોઈને રૂપનું, એમ અનેક પ્રકારનું અભિમાન જીવોને પીડે છે

ખરી વાત એ છે કે માણસ ધનિક હોય કે અમલ હોય છતાં નમ્ર હોય, અક્કડ ન હોય એમાં જ એનું ભૂષણ છે ઝાડને ફળ આવે તેમ તે નીચે નમે છે વરસાદનાં વાદળાં પણ પાણી હોય ત્યારે નીચાં જ હોય છે એ જ પ્રમાણે સજ્જન માણસોની વાણીમાં કોમળતા, નમ્રતા હોય, ભણેલા હોય કે ન હોય છતા મધુર હોય

"એકવાર જવાનું છે"—આટલી વાત સમજી જે વિવેકી રહે છે, તે નમ્ર સહેજે રહી શકે છે પણ સાચી નમ્રતા માટે સયમ સમભાવ અને તપોબળ પણ જોઈએ છે જે રીતે જીવને અભિમાન પીડે છે તે જ રીતે રૂપમોહ પણ જીવને પીડે છે સક્ષેપમાં વાત એ છે કે નમ્ર છે તે જ મહાન છે અને ખરું સૌંદર્ય જ ભીતરમાં છે

### ત્યાગની અભિલાષા

તેતલીપુત્રને ભીતરી સૌંદર્ય ભાળ્યા પછી ત્યાગપિપાસા જાગી પણ હજુ હૃદયમાં પેલું અપમાનનું શલ્ય ખૂચતું હતું પોટિલાએ ભ્રમણાનો પડદો હડસેલી મૂક્યો, અને સમજાવ્યું "તમે જે અપમાન જોયું છે, તે માત્ર ઇંદ્રજાળ હતી વાસ્તવિક રીતે તેમ નહોતું એ તો તમને દેખાડવા માટે જ મે એ પ્રયોગ કર્યો હતો અશ્વિણ, તલવાર, દીરડોરી, કૂવો બધાં જ ખોટા હતાં "

તેતલીપુત્ર પૂરેપૂરું આત્મસમાધાન પામ્યો અને એણે ત્યાગ માર્ગ અંગીકારીને ઉત્તરોત્તર પરમવિકાસ કરી આત્મસિદ્ધિ મેળવી

**સારાંશ**

આત્મા કે પરમાત્માની, ઓળખ એહ જ ધ્યેય છે,
આત્મપ્રકાશને રોકે જે દર્શનમોહનીય ગેય છે

# શ્રદ્ધા પરમદુર્લભ

## [ પ્રવચન અગિયારમું ]

પ્યારા આત્માર્થીઓ,

**આ**ત્મસાક્ષાત્કારની પ્રથમ ઝાંખી લગી સાધક પહોંચી શકે ત્યારથી ઠેઠ સાધ્યસિદ્ધિ પર્યંત મહા આંતરસંગ્રામ મચે છે એક તરફ લાલચોની ખાઈ અને બીજી તરફ મુસીબતોના કાંટાળા પથ એ વચ્ચે રહેતી નાની કેડીમાંથી પસાર થવા માટે સક્રિય જાગૃતિ તો જોઈએ જ પરંતુ જે એકતત્વ પરમ ઉપયોગી છે, એ તત્ત્વ વિષે આજના પ્રવચનમાં હું કહીશ

શ્રદ્ધા પરમદુર્લભ ભગવાન મહાવીરે માનતા, સદ્ધર્મશ્રવણ વગેરેને દુર્લભ તો કહ્યા, પણ શ્રદ્ધાને તો પરમદુર્લભ કહી, અને તે યથાર્થ જ છે

**आहच्च सवणं लद्धुं सद्धा परम दुल्लहा।** અર્થાત્ કદાચ તત્ત્વજ્ઞાનનું સાંભળવું મળે, પણ તે ઉપર શ્રદ્ધા બેસવી અતિશય દુર્લભ છે નાના કે મોટા, સામાન્ય કે વિશેષ કોઈ પણ ધર્મમાં શ્રદ્ધાનું સ્થાન પહેલું જ મળશે

કુરાનમાં યકીન કે ઈમાન
ઝંદ અવસ્તામાં 'આસ્નૂથે'
ઈંગ્લિશ બાઈબલમાં 'ફેઈથ'

વૈદિક ગ્રંથોમાં 'શ્રદ્ધા', વિશ્વાસ,
જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં 'સદ્ધા'

એ બધા શબ્દો ભાષાંતરે એક અર્થ જ સૂચવે છે 'સુત્તનિપાત્ત'ના ચોથા સુત્તમાં ભગવાન બુદ્ધની વાણીમાં કહ્યું છે કે માગી ખેતીનું બીજ જ શ્રદ્ધા છે જે સાધકરૂપી ખેડૂત પાસે શ્રદ્ધાનું બીજ નહિ હોય, તેની હૃદયભૂમિ ચાહે તેટલી કસવાળી હશે અને સત્સંગરૂપી વૃષ્ટિ તથા સાધનોરૂપી આરોહણ આદિ અનુકૂળ યોગો હશે, તોય કશું નહિ વળે ! અને શ્રદ્ધાનું બીજ સાબૂત હશે તો બીજી અનેક પ્રતિકૂળતાઓ વચ્ચે પણ તે સાધક કોઈક દિવસે પણ પાર લણી શકશે

ગીતા બોલે છે 'श्रद्धावान् लभते ज्ञानम् ।'

> શ્રદ્ધાળુ જ્ઞાનને પામે, તલ્લીન ને જિતેન્દ્રિય,
> જ્ઞાન પામી, પરાશાન્તિ, શીઘ્ર તે મેળવે વળી
> (અ ૪, ૩૯)

ખરેખર જ શ્રદ્ધામય સમતા પર જ પરમ જીવનની પ્રતિષ્ઠા છે સમભાવ આથી શ્રદ્ધા વિના આવે જ નહિ

જનકવિદેહીનું ઉદાહરણ

અહીં ઉદાહરણ આપવાથી આ વસ્તુનો તમોને ખરેખરો ખ્યાલ આવશે તમારામાંના ઘણુએ જનકવિદેહીનું નામ તો સાભળ્યું જ છે વૈદિક ગ્રંથોમાં જનકવિદેહીનું જીવન અનાસક્તિયોગના એક પરમ આદર્શરૂપે આલેખાયુ છે પરંતુ એની અનાસક્તિ માત્ર વાણીની જ નહિ, પણ હાડોહાડની હતી

વ્યાસજીએ જનક માટે રાહ જોઈ એની સભામાં અમર !

મિથિલાનગરીમાં રાજમહેલના એક વિભાગમાં ખુદ વ્યાસજી કથા વાંચે, એટલે જનકવિદેહીથી માંડીને સહુ નાનામોટા નાગરિકો

એ પ્રવચનનો રસ પીવા માટે ત્યાં સાધુસંન્યાસીઓનાં પણ જૂથ કથાશ્રવણ કરે અને એક પણ ખાડો ન પડે એવી કાળજી પણ રાખે એક દિવસ એવું બન્યું કે જનકરાજાને આવવામાં ઢીલ થઈ વ્યાસ ભગવાન વ્યાસપીઠ પર આવી બેઠા હતા શ્રોતાજનોથી વ્યાખ્યાન સ્થળ ખીચોખીચ ભરાઈ ગયું હતું, પણ જનકરાજાની વાટ જોતાં વ્યાસજીએ પ્રવચન શરૂ ન કર્યું

ઉત્સુક શ્રોતાઓની આતુરતાનો પારો વધી ગયો ગિરિજાનંદ બોલ્યા 'આવા ત્યાગીને પણ શ્રીમંત રાજાની શેહ કેટલી નડે છે!' 'વસુ વિના નર પશુ'—એવા એવા વિચારોથી કેટલાકની આંખો ફરવા લાગી વિરજાનંદ કહે ત્યાગીઓને પણ ધનવાનની ગરજ પડે જ ' વિદ્યાનંદ બોલ્યા વૈભવ અને રાજરમણીઓમાં ડૂબાડૂબ એવો આ મિથિલાનરેશ જ એક શ્રોતા છે? અમે તો વ્યાસજીની નજરમાંય જાણે નથી આવતા કેમ?' ઋષિઓનું મન જરા આવેશ અને રીસથી ઘેરાયું

અચ્યુતાનંદ કહે 'પણ ભોજન વ્યાસજીને જનકને ત્યાં લેવું પડે છે મારા તમારા જેવાની તેને શી પડી હોય?' આમ અનેક પ્રકારે વાતો ચાલતી હતી

તેટલામાં તો મિથિલેશ પધાર્યા અને કથા શરૂ થઈ

**કથાવિષય**

વ્યાસજીના પ્રવચનમાં શી ખામી હોય? એ પ્રવચનનો સાર હતો "આત્મા અમર છે એને મૃત્યુ કે પુનર્જન્મ કશુંય નથી ફલાણો મરી ગયો ફલાણો બળી ગયો, ફલાણાને રોગ થયો, ફલાણો છૂટો થયો, ફલાણો જન્મ્યો, આ બધા પ્રયોગો દેહની અપેક્ષાએ થાય છે અને જડચૈતન્ય સત્ય કે માની લઈ સત્ય પ્રગટ્યાના સાપેક્ષ પ્રયોગો છે મારું લૂંટાઈ ગયું મારું બળી ગયું, મારું આ ગયું, મને આ મળ્યું, એમ જે વિયોગસંયોગથી દુઃખસુખની લાગણી જન્મે છે, તે અવિદ્યાજન્ય

જન્મ છે. અમર આત્મા તો જેથી પર છે તે ત્રણે કાળમાં અમર છે. જ્ઞાન એનો ગુણ છે. આનંદ એનો સ્વભાવ છે. તેને કોઈ ક્ષેત્ર કે કોઈ વસ્તુ બાધક થઈ શકતી નથી. માનવમાં અને તમામમાં, પશુમાં અને પંખીમાં, બધામાં એક જ આત્માનું તેજ ઝળકી રહ્યું છે. જેમ સૂર્યનો પ્રકાશ ઓછા કે વધુ વાદળાંથી ઓછો કે વધુ અવરાય છે, તેમ અજ્ઞાનના ઓછાવત્તા આવરણને લીધે એ તેજમાં ઓછાવત્તાપણું દેખાય છે. સર્વે જીવો અને અંતરાત્માનો બોધ થવાથી આનંદની છોળો અનુભવાય. માત્ર નિસ્પૃહીપણું, સંયમ અને સાચી શ્રદ્ધા જોઈએ!"

મિથિલાનગરમાં જનકનરેશના વ્યાખ્યાનભવનમાં આ પ્રકારે વ્યાસજી કથા કરતા હતા. એ વ્યાખ્યાન તો હજુ ચાલુ જ હતું, ત્યાં તો બૂમ પડી કે, 'રાજદરબારમાં અને પડખે આગ લાગી છે, પાણી લાવો. દોડો! દોડો! દોડો!"

આ શબ્દો કાને પડતાં જ સભાજનોના કાન ચમક્યા. ક્યાંયથી સહુ કોઈ ને કોઈ બહાનું કાઢી સડપ સડપ ભાગવા લાગ્યા. તથા તેમનાં મન સાબૂત ન રહ્યાં! કોનાં સાબૂત રહે? આ વ્યાખ્યાનવસ્તુમાં શ્રદ્ધા હતી જ કોને? સૌને આત્મચિંતનની—પોતાના બાહ્ય પદાર્થોની પડી હતી! એટલે રખે એ આગથી બળે, ચાલો ભાગો, એમ ધારી સૌ દોડ્યા. 'પાસે બે પૈસા હશે તો જ કામ આવશે, વ્યાખ્યાન તો પછી મળશે! બળતું નહિ બુઝે તો નહિ થાય,' એવી બધાની શ્રદ્ધા અને ભાવના હતી. બીજી વાર બૂમ આવી કે દોડો, આગ ફરી વળી છે. ત્યાં તો સભામંડપ આખો ખાલી ખમ!!! સાધુ, સંન્યાસી, ઋષિઓ બધા નાઠા. સભામાં મોટો ભાગ સાધુ સંન્યાસી, ઋષિઓથી ભર્યો હતો.

જગતની માયા તો જુઓ! ક્યાં જડ શરીર અને ક્યાં ચૈતન્યઘન આત્મા! આત્માની શરીર સાથે તુલના જ ન થઈ શકે એ પ્રકારે આત્મજ્ઞાનની વાતો વિસ્તારથી વ્યાસજી સમજાવતા હતા, પણ

જગતના જીવોને આત્મા કરતાં શરીર અને સાધનો અધિક છે તે પ્રત્યેની આસક્તિમાં ડૂબે છે હું આત્મા છું એવો વિચાર એને ભાગ્યે જ આવે છે કારણકે તેને હું આત્મા છું એમ શ્રદ્ધા જ નથી, છતાં મને શ્રદ્ધા છે એમ માની બેઠા હોય છે શરીરમાંથી આત્માના જવા પછી શરીર અને એકઠા કરેલા પદાર્થોની શી દશા થાય છે, તે બરાબર જાણે છે છતાં મોહના આવરણથી મમત્વ—આસક્તિ છૂટતાં નથી. કેટલાક મોઢેથી એમ બોલે છે કે નીતિ, પ્રામાણિકતા અને સત્યના ગુણ મીઠા છે પણ તેમાં તેને શ્રદ્ધા નથી, કારણકે તેમને એ જાતની દૃષ્ટિ નથી એટલે જ આત્માને ભોગે અનીતિ, અન્યાય, દગાબાજી વિશ્વાસઘાત જેવા અધર્મને આચરે અને જે નામરૂપ નાશવંત છે તેને પોષવા પાછી પાની ન કરે શરીર માંદુ પડે તો ડાક્ટરને બોલાવે અને કહે તેટલો ખર્ચ કરે ડોક્ટર ટીબી (ક્ષય) જેવો વહેમ નાખે તો આપે તેટલાં ઇંજેક્શન લે બધાં કામકાજ છોડી કહે ત્યાં હવાફેર માટે જાય શરીર માટે લાખોનો ખર્ચ કરે કડવામાં કડવી દવા ખાય એમાં પાછો ન હઠે પણ આત્માની બિમારી માટે એક ઇંજેક્શન ખાવા તે તૈયાર નથી કારણકે પોતે આત્મા છે એવું તેને ભાન જ નથી તે પોતાને શરીર જ માને છે એ જ કારણે પૈસા કમાવા માટે શાહુકારી લૂંટ કરીને, કાળાધોળાં કરીને નાણાં સંગ્રહી મેલશે, પણ આપવા ટાણે દમડી પણ છોડવાનું નહિ તમે પૂછો તો એમ કહેવાના કે અમે બધુંય સમજીએ છીએ—કંઈ નહિ સમજતા હોઈએ ? અમને ભગવાનમાં, ગુરુમાં, શાસ્ત્રોમાં, ધર્મમાં પૂર્ણ શ્રદ્ધા છે પણ થાતું થાય, અવસર આવે બધું કરશું એ બધી વાત અમારા ધ્યાનમાં છે એમ વખતોવખત ભાર દઈને આવું બોલવા છતાં તપાસશો તો એવું કોઈ આચરણ નથી હોતું ઊલટું એના હંમેશના આચરણ પરથી ચોખ્ખું દેખાશે કે તેમને સંસાર-વ્યવહારમાં જ પૂરી શ્રદ્ધા છે તેઓ સમજે છે કે સંસારવ્યવહાર ગયો તો મરી ગયા ! આ દૃષ્ટિ જ બહારની છે, અંતરની નથી ઘરમાં પોતે કે અન્ય માંદુ પડયું

ઈ હોય તો એક બાજુથી કહેશે કે અબાજી, કાળમમાતાની માનતા માનો, એક તરફ મહારાજને બોલાવી માંગલિક સાભળો અને બીજી બાજુ વૈદને બોલાવો આમ શા માટે? કારણ એ જ કે તેને એકમા પૂરી શ્રદ્ધા નથી માટે જ કહ્યુ કે, "શ્રદ્ધા પરમદુલ્લહા" જેના હૃદયમા એકમાત્ર પરમાત્માની શ્રદ્ધા પ્રગટી હોય તેની ખુમારી જ જુદી હોય!

આખી સભામા એકમાત્ર જનક એવો હતો ઉપદેશકના અમૃત રસમાં એ તરબોળ બની ગયો હતો વ્યાસજીએ જનકજીની જરા વધુ કસોટી કરતાં કહ્યુ "સાભળ્યુ' રાજદરબાર અને અત પુરમા આગ લાગી છે" જી, હા આપ ફરમાવો, પ્રભુ! મારુ તો જે કંઈ છે તે પાસે રાખીને જ બેઠો છુ જેનુ જતુ હશે તે સભાળશે"

શ્રોતાજનો! મિથિલાનરેશને ઠેકાણે આપમાંના કોઇ હો તો? આટલુ વિચારતા ખ્યાલ આવશે કે આવી અડોલ શ્રદ્ધા કેટલી કિંમત માગે છે?

વ્યાસજીએ બીજી વાર કહ્યુ "મન ઊચુ હોય તો પધારો, કાંઇ ફિકર નહિ આપણે કથા બધ રાખીશુ" જનકજીએ ઉત્તર આપ્યો "ભગવાન! આપ ફરમાવો મારા અતરમાં રૂવાડુએ ફરક્યુ નથી જો એ ખળભળ્યુ હોત તો નાહક શરમથી હું ન બેસી શકત પ્રભુ! હુ બરાબર સમજુ છુ કે હુ માલિક નથી, હું તો વહીવટદાર છુ વહીવટદારે વસ્તુનુ રક્ષણ તો કરવુ જ જોઈએ. પણ અત્યારે તો જેનુ છે તેને સોંપીને જ આવ્યો છુ ને નિશ્ચિંત છુ આપના નિમિત્તે મને જે અમીરસ મળે છે તે ઝીલવાના અધિકાર પર છુ અહીં તો આનો વહીવટ કરુ, ત્યાં વળી એને સંભાળીશ પણ એની સંભાળ આત્માના ભોગે ન હોય! આત્માને રક્ષતા, બીજુ જરૂરી વહીવટજેવુ કુદરતી રીતે જ જરૂર રક્ષાશે, અને આત્મા નહિ રક્ષાય તો તો એ રક્ષાયુ પણ શા ખપનુ છે?"

અહા ! એક એક બોલ પાછળ કેટલું આત્મબળ હતું !

ત્યાં તો થોડીવારમાં ટપોટપ એક પછી એક બધા પાછા સભામંડપમાં આવીને હળવે હળવેથી બેસી ગયા ખરી રીતે તો વ્યાસજીએ આ પ્રયોગ કરીને માયા બતાવી હતી કશું જ બળ્યું નહોતું કથા આગળ ચલાવતાં ગુરુએ કહ્યું 'કાં વિરજાનંદજી ! આગમાં તમારા લોકોનું કેટલુંક નુકસાન થયું ? શ્રોતાઓ કહે 'પ્રથમ તો આગના ભડકા લાગ્યા, પણ પછી તો કશું હતું નહીં અને કોઈનું કશું સળગ્યું નથી ત્યારે તો તમે નકામી ધમાધમ કરી કેમ ? ગિરિજાશંકર ! શાસ્ત્રનું શ્રવણ કરતાં અને ક્રિયાકાંડ કરતાં કરતાં અનંતકાળ ગયો, પણ હું આત્મા છું એવું ભાન ન થયું હું રોગી, ગરીબ દુઃખી તંગીમાં છું એમ પોતાને શરીર માનીને સહુ રોતણાં રોયા કરે છે, પણ ખરું ધન, ખરો વૈભવ અને ખરી લક્ષ્મી મારી પાસે જ છે એને કોઈ ન જ લઈ શકે લેવા વાટે તોય એ છૂટા પાડયા પડે જ નહિ જેમ મીઠાશ સાકરથી અને ઉષ્ણતા અગ્નિથી છૂટી પાડી ન પડે, એમ એ છૂટું પડે જ નહિ ! એ વાત હજી ગળે નથી ઊતરી, કેમ ? જેનો મહેલ સળગતો હતો એ ન ઊઠયો, અને તમો ત્યાગીઓ ભાગ્યા !'

વ્યાસજીએ શ્રોતાઓ સામે એક સ્મિતભરી દૃષ્ટિ ફેંકતાં કહ્યું "પ્રથમ તમે બધા એમ માનતા હતા કે અમે જ કથાના અધિકારી છીએ ને અમે જ બધા સાંભળવા આતુર છીએ, છતાં ગુરુ કેમ કથા કરતા નથી, એમ તમે કહેતા હતા જોયું ને હવે !" પછી સાધુ-સન્યાસીઓ તરફ આંગળી ચીંધીને બોલ્યા "કેમ તમે એવું જ સમજતા હતા કે જનક વૈભવી, ભોગી, અને અમે ત્યાગી, તપસ્વી, બ્રહ્મનું ધ્યાન ધરનારા અમે સાંભળવાના અધિકારી છતાં વ્યાસજી આજે જનકજી માટે રાહ જોઈ રહ્યા છે પણ જનકને કથાની થોડી પડી છે ? એ તો રાજખટપટવાળો, એને ફુરસદ ન હોય માટે શરૂ કરો હવે તમોને ખાતરી થઈ ને કે ખરો શ્રોતા કોણ ? જેનો

મહેન સળગતો હતો તેનું કંઈ ન ફરક્યું, અને તમે બધાએ તો લંગોટીઓ, તુનડા ને કમડળ માટે ગેડાદોડ કરી મૂકી " શો જવાબ દે ? બધા નીચે મોએ ભોં ખોતરવા લાગ્યા ખાતરી થઈ કે અમારામાં ખરી શ્રદ્ધા જ હજુ નથી પ્રગટી હજુ સાભળવાના અધિકારી અમે નથી બન્યા મઢૂલી બાંધી જગતમાં રહ્યા, પણ જનક જેવી ભાવના નથી જનક તો જેમ કમળ નિત્ય જળમાં રહેવા છતાંય જળથી નથી લેપાતા તેવા છે ધન્ય છે દેહ છતા વિદેહીને !

જનકવિદેહીની જેમ નમિરાજા—જૈનઆગમમાં મિથિલાના નમિરાજાનો પ્રસગ છે તે પણ એમ જ માનનારો હતો કે મારું મારી પાસે છે

" मिहिलाए डज्झ माणीए, न मे डज्झई किंचण "

મિથિલા બળવા છતા મારુ કશુએ બળતુ નથી, એમ બ્રાહ્મણ-વેશધારી ઇંદ્રને નમિરાજ રાજર્ષિએ કહ્યું હતુ આટલી સત્યની તાલાવેલી લાગે પછી સત્ય સ્વરૂપ કેમ ન પ્રસન્ન થાય !

પણ મારે કહેવુ જોઈએ કે ' સત્ય પર શ્રદ્ધા ન હોય, ત્યારે જ બધાં દર્દ અને દુ ખો ઊભરાય છે જીવ શાંતિ કોઈ સ્થળે અનુભવી શકતો નથી

## ધર્મ, ગુરુ, અને પ્રભુ

હું સમજી શકુ છુ કે જનકવિદેહીની માફક આપમેળે સહુ કોઈને સત્ય સૂઝવુ સહેલુ નથી, પણ એટલા જ માટે ગુરુ અને પ્રભુ એમ બે અવલબન છે

હિંદમાં ગુરુનો મહિમા અનતકાળથી ગવાતો આવ્યો છે પણ ' હું તારો ગુરુ ને તું મારો ચેલો હવેથી બીજા કોઈને માનીશ નહિ ' એવા સેભાગુ ગુરુ તો પથ્થરની જેમ પોતેય ડૂબે અને બીજાનેય ડુબાડે ભોજો કહે છે

" વાડો વાળી બેઠા રે, પિડ પોતાનો ભરવા "

એટલા માટે શાસ્ત્રોએ જેમ શિષ્ય પાસે પાત્રતા માગી છે, તેમ ગુરુ પાસે પણ પાત્રતા માગી છે

નિઃસ્પૃહતા, નિખાલસતા અને મનની સાક્ષાત્ મૂર્તિ તે જ સદ્ગુરુ

આવા પુરુષને વાડો, મઠ કે સંપ્રદાયનો મોહ કે વિલાસીતાનો સ્પર્શ શાનો હોય ? જેના ચરણ સેવ્યે મોહ, માયા અને વિકાર ટળે અજ્ઞાન ઘટે, જે વિશ્વપ્રેમી હોય, તે જ સત્પુરુષ આવા સત્પુરુષને ચરણે અર્પણ થયેલો શિષ્ય પણ એવા જ હોય કે 'ગુરુવચન એ એને મન બ્રહ્મવચન હોય.'

આદર્શ ગુરુ-શિષ્ય

એક ગુરુ અને શિષ્ય ફરતાં ફરતાં એક જંગલમાં જઈ ચડયા બહુ ચાલવાથી શિષ્યને થાક લાગ્યો હતો, એટલે બન્ને એક સ્થળે બેઠા ગુરુની આજ્ઞા લઈને શિષ્ય નિદ્રાવશ થયો શિષ્ય તો ઘસઘસાટ ઊંઘવા લાગ્યો, પણ ગુરુ જાગતા હતા. તેવામાં એક કાળો નાગ સડસડાટ કરતો ધસી આવ્યો ઠેઠ સૂતેલા શિષ્યની નજીક પહોંચી ગયો ત્યારે જાણ્યુ કે નક્કી એ કરડશે તેથી ગુરુએ ઊભા થઈ નાગને અટકાવ્યો! તરત જ નાગ મનુષ્યવાણીમાં બોલ્યો મારે આને કરડવુ છે, મને ન અટકાવો!"

ગુરુએ કહ્યું "પણ કારણ કઈ?" "કારણ એ જ કે એણે મારુ લોહી પીધુ છે, અને મારે હવે એનુ પીવુ છે મને હેરાન કરવામાં એણે કંઇ બાકી નથી રાખી માટે હું હવે વેર લીધા વગર નહી જ જાઉ ! એટલા સારુ જ મે નાગરૂપ ધર્યું છે મહેરબાની કરીને આપ મને ન અટકાવો! અટકાવશો તો બીજી કોઈ વેળાએ આપની ગેરહાજરીમાં દૂ કરડીશ, પણ છોડીશ નહિ "

ક્રોધે ધમધમતાં નાગનાં વચન સાંભળી ગુરુએ કહ્યું "ભાઈ! આત્મા જ આત્માનો વૈરી છે, તું કરડીશ એટલે એનો દેહ છૂટશે,

પણ એથી તો ઊલટુ વેર વધશે એમા લાભ શો ?"

નાગે કહ્યુ "વાત સાચી હશે પણ હુ એવો જ્ઞાની નથી આપ સમર્થ પુરુષ છો પણ મને માફ કરો, મારાથી તો એ વેર વાળ્યા વિના નથી રહેવાતુ !"

ગુરુ કહે 'ત્યારે મને કરડી લે,"

'ના, પવિત્ર પુરુષને કરડીને મારે કયે ભવ છૂટવુ ? વળી તમે મારા ગુનો નથી કર્યો ગુનો આણે કર્યો છે માટે એને જ કરડીશ, અને એનુ લોહી પીશ "

ત્યારે છેવટે ગુરુજીએ કહ્યુ "તુ કહે એટલુ એનુ લોહી આપુ તો ?'

નાગ કહે "ભલે એમ કરો, પણ મારે તો એના હરડિયાનુ લોહી પીવુ છે'

ગુરુ કહે 'તેમ કરુ બસ, પછી તો તૃપ્તિ ને ?" નાગ કબૂલ થયો ને ગુરુ શિષ્યની છાતી પર ચડી બેઠા ને ચપ્પુથી હરડિયો કાપી લોહી પોતાના ખોબામાં ભરી ભરી નાગને પાવાનું શરૂ કર્યું હવે ઊંઘ કેમ રહે ? શિષ્ય સફાળો જાગ્યો, પણ જ્યાં જોયું ત્યા ગુરુજી પોતે જ છાતી પર ચડીને બેઠા છે અને હરડિયા કાપે છે એટલે તરત જ આંખ મીચી દીધી લોહીની ધાર ચાલી, પણ 'અહા કે ઓહા' કંઈ જ કર્યું નહિ નાગનુ કામ પતી ગયુ ને તે ચાલ્યો ગયો ગુરુજીએ સરજન ડાકટરની જેમ ઘા બરોબર બંધ કરી ઉપવન્ય ઔષધિ દાબીને ઝટપટ પાટો બાધી દીધો, અને હેઠે ઊતરી ગયા એટલે શિષ્ય બેઠો થયો ગુરુજીએ કહ્યુ "આટલં જબરી ઊંઘ મૂર્ખ ! તને કંઈ ખબર છે કે નહિ !"

"જી, હા, બધી ખબર છે આપ મારી છાતી પર હતા હાથમા શસ્ત્ર હતુ ને તમે મારુ ગળુ કાપતા હતા"

ગુરુ કહે "ત્યારે તું બોલ્યો કેમ નહી ?'

શિષ્યે જવાબ દીધો "આપ જે કરતા હશો તે મારા ભલા માટે જ હશે એવી મારી ખાતરી હતી, એટલે મારે બોલવાપણું હતું જ નહિ" કેટલો વિશ્વાસ ? ગુરુદેવના અંતરમાંથી સહજ આશિષ નીકળી પડી, "તને ધન્ય છે બેટા, તારો ઉત્કર્ષ થાઓ !"

બંધુઓ ! જોયું કે ? કોના વખાણ કરવા ? ગુરુના કે શિષ્યના ?

અહીં ખરી મુદ્દાની વાત તો એ છે કે 'ગુરુ જે કરે તે મારા ભલાનું જ હોય. ગુરુ ગજું મારે તોપણ શ્રેય માટે જ, અશ્રેય માટે નહિ'—આવી શિષ્યમાં અનહદ શ્રદ્ધા હતી અને ગુરુમાં અનહદ લાગણી હતી

## પ્રભુશ્રદ્ધા

પ્રભુ એટલે પુરુષોત્તમ પરમપુરુષ, પરમવિશુદ્ધ આત્મસ્વરૂપ—શ્રદ્ધાપૂર્વક જેના નામસ્મરણથી, જેના પ્રત્યે અનન્યભક્તિથી જેના પ્રત્યેના અર્પણભાવથી અનેક ભક્તોનો ઉદ્ધાર થયો, એવા દૃષ્ટાંતો જૈનઆગમોમાં પુષ્કળ છે

## ભગવાન મહાવીર અને સુલસા

સુલસાની ભગવાન મહાવીર પ્રત્યે એટલી તો અનન્ય નિષ્ઠા હતી કે ભગવાન મહાવીરને નામે ભડભડતી આગમાં પડવું હોય તો સુલસા પડે જ્યારે જ્યારે ભગવાન મહાવીર પોતાના પ્રદેશ તરફ પધારવાના હોય ત્યારે આગળથી એને આગાહી થાય, જરૂર ધ્યાન આવી જાય, ભણકારા વાગે, કોલ આવે તમે સ્થૂળ રેડિયાને તો હવે જાણો જ છો તે હજારો માઈલથી ક્ષણવારમાં અવાજ પહોંચાડે છે અંતરના ભાવનો સૂક્ષ્મ રેડિયો તો એ ધ્વનિયંત્ર—રેડિયાથી કંઈય મહાન છે આજના આ મુબઈના ધમાલિયા વાતાવરણમાં અને આ રાક્ષસી યંત્રયુગમાં હૃદયના રેડિયા તરફ જોવાની ફુરસદ જ કયાં છે ?

રાજગૃહમાં એક વખત એવું બન્યું કે લોકોમાંથી સમાચાર

મળ્યા કે બહાર ઉદ્યાનમાં પ્રભુ પધાર્યા કે અબડ નામના સન્યાસીએ સુલસાની પરીક્ષા અર્થે ગામ બહાર પોતાની વિદ્યા વડે ભગવાનનુ સ્વરૂપ ધારણ કરેલ કારણ એ હતુ કે મહાવીરે અબડ સન્યાસીને ધર્મસ્મરણ સુલસાને કહેવાનું કહેલ એથી અબડને થયુ કે કોઈને નહી ને સુલસાને સદેશ કહ્યો માટે તેની ભક્તિની પરીક્ષા કરી ભગવાનનું સ્વરૂપ દેખીને ગામના અનેક લોકોનાં ટોળાં ને ટોળાં દર્શનાર્થે ગયા, પણ સુલસા ન ગઈ એને પ્રભુ પધાર્યા છે એવી અતરમાં આગાહી નહોતી થઈ ત્યારે સુલસા પરીક્ષામા પાસ થઈ, ત્યારે ત્યા જઈ વદન કરી અબડે ભગવાનનો સદેશ આપ્યો.

તમને આશ્ચર્ય ભલે લાગે, પણ આ બીનાને તથ્ય કરનારા આજે પણ પુષ્કળ પ્રમાણ છે

આવી શ્રદ્ધા જમાવવા માટે ભોગ આપવો જોઈએ, અને તે પણ કશાય ભૌતિક સ્વાર્થ વના! બાકી તો, સ્વાર્થને માટે કાનિમાઇ પર બોકડા ચડાવનારા અધશ્રદ્ધાળુનો શુ જગતમાં કે શુ બીજે ક્યા તોટો છે!

એટલે જ શ્રીમાન શકરાચાર્યે કહ્યુ છે

**'शास्त्रदृष्टि गुरोर्वाक्य तृतीयश्चात्मनिश्चय ।'**

સત્પુરુષોનો અનુભવ આગમવચન, અને પોતાની વિવેકબુદ્ધિ વડે થયેલો નિશ્ચય એ ત્રણેના સમન્વય પછી સત્પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરવાનો અટલ નિશ્ચય જાગે એ જ સાચી શ્રદ્ધા

### સાચી શ્રદ્ધા અને સુદર્શન

જૈનઆગમમાં એક સુદર્શનનો પ્રસગ છે રાજગૃહનગર બહાર ભગવાન મહાવીરનાં દર્શનાર્થે સુદર્શન જે માર્ગથી નીકળે છે ત્યા આવી કોઇએ કહ્યુ "આગળ ન વધો '

વાત એમ હતી કે અર્જુન નામનો માળી યક્ષશક્તિના એક

અટપટા પ્રસંગથી ગાંડો થઇ જઈને હમેશાં ૭ નર અને એક નારીની હત્યા કરતો હતો. આ ભયથી કોઇ એ રસ્તે જતું નહિ.

એ વિષમ સંયોગમાં ભગવાન મહાવીર ઉદ્યાનમાં પધાર્યા છે સુદર્શનને તો પ્રભુમાં અનન્ય શ્રદ્ધા હતી તેના ઘરનાં માણસોએ ઘણો અટકાવ્યો અન્ય સ્વજનોએ પણ ના કહી પણ એ તો એ જ માર્ગે દૃઢ નિશ્ચય કરીને ગયો. સુદર્શનને દૂરથી દેખતાં જ પેલા યક્ષે તો મુગદળ ઉપાડ્યું લેશ પણ ભય વિના આગળ ઊભા રહી, સુદર્શને પ્રભુને સંભાર્યા, અને પ્રેમથી તે મૃત્યુને ભેટવા તૈયાર થઈ ગયો. આવી દિવ્ય શ્રદ્ધા, અનન્યભાવ અને અર્પણતાનું અદ્ભુત જીવન જ એવું ભવ્ય હોય કે કે પશુબળ ત્યાં સહેજે નમી પડે છે. યક્ષ જેના શરીરમાં છે એવો અર્જુન માળીના મુદગળ અને હાથ બન્ને ઊંચા જ રહી ગયાં. ઘણી મહેનત કરી પણ હાથ વળે જ શાનો ? યક્ષ થાક્યો, કંટાળીને શરીર છોડીને ચાલ્યો ગયો, અને અર્જુન મૂળ સ્વભાવમાં આવી જવાથી પડી ગયો ને ધૂળ ચાટતો થયો.

'ભાઈ ! ભાઇ ! વીરા ! શું થયું !' એમ કરતો સુદર્શન તુરત જ પાસે પહોંચી ગયો, અને એનું મસ્તક પોતાના ખોળામાં લઈ પવન ઢોળવા લાગ્યો.

વિચારો ! અહીં જ પરમ શ્રદ્ધાળુની મહત્તા છે આખરે અર્જુને તો ગળગળો થઇ સુદર્શનનો ખોળો ભીંજવી દીધો. યક્ષના શરીરપ્રવેશને લીધે ભાન ભૂલીને હાથે થયેલી અનેકવાર હત્યાઓનું પાપ એને ડંખવા લાગ્યું. આશ્વાસન આપી સુદર્શન એને પોતાની સાથે જ ભગવાનને ચરણે લઈ ગયો અને એનો ઉદ્ધાર થયો.

'તુંબડી પોતે તરે ને બીજાને તારે,
પથરો પોતે ડૂબે ને બીજાને ડુબાડે"

## તર્ક અને શ્રદ્ધા

આવી ઊંડી શ્રદ્ધા હૃદયમાં જાગે તે પહેલાં બુદ્ધિ અને હૃદયનો ભારે ઝઘડો ઊભો થાય છે. ઘણો ઘણો વિકલ્પો અને કુતર્કો ચિત્તને મથાવ્યા કરે છે. આસુરી ને દૈવી પ્રકૃતિનું યુદ્ધ આનું જ હોય છે. આવે વખતે જો નાસ્તિકતા ઘર કરી બેસે અને ધર્મ, સત્ય, સદ્ગુરુ કે પરમાત્મા જેવી કોઈ ચીજ જ નથી એવા સંશયમાં સાધક પડી જાય તો એ અધઃપતનને માર્ગે ધકેલાઈ પડે છે. એટલે જ આવે પ્રસંગે અનુભવી પુરુષોનાં જીવનચરિત્રો, સત્પુરુષોનો સત્સંગ, સદાચાર, ઊંડું અંતર્મંથન આદિ સેવવાં જોઈએ. તર્ક અને શ્રદ્ધા બન્નેનો જ્યાં સુમેળ છે એવો ધર્મ, સદ્ગુરુ અને આત્મા તથા આત્મા પ્રભુ ઉપરની નિષ્ઠાના આટલા પ્રકાર પછી શ્રદ્ધા પરમ દુર્લભ છે એ વિષે હવે તમને સંદેહ નહીં જ રહે.

સારાંશ

શાસ્ત્રો ને સંતના સૂરો જે વિવેકબુદ્ધિથી,
કસીને ચઢાવી શ્રદ્ધા, સત્ય બને અનુભવી

ઓ રખડુ થઈ વૈરાગ્યના સ્વાંગ નીચે એદીપણું અને આળસ પોષીને પેટ ભરવાનો પેંતરો માંડી બેઠા છે ત્યારે કેટલાક વળી પ્રાણી પદાર્થ એ અનર્થનું મૂળ સમજી તેમના પ્રત્યે કેવળ ઘૃણાભાવ જ રાખીને શુષ્ક નમાલું અને બેકાર જીવન જીવી રહ્યા છે મતલબ કે જેમ ધર્મને નામે માર્ગ ભુલાયો છે, તેમ વૈરાગ્યને નામે પણ માર્ગ ભૂલ્યા છે ભારતવર્ષની આર્ય જનતા પર પ્રાચીન ઋષિમુનિઓના પવિત્ર ચારિત્રની ઊંડી છાપને લઈને જનસમૂહ ત્યાગનો વેશ જોઈ આકર્ષાય છે, પણ સાચા વૈરાગ્યના મૂળ વિના ત્યાગનો ઠોડ ટકે શી રીતે?

‘ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાયજી,<br>
અંતર ઊંડી ઈચ્છા રહે, તે કેમે કરીને ન જાયજી’

આવી દશામાં અનેક અનર્થ થાય, અને ત્યાગવૈરાગ્યને બટ્ટો લાગે એ દેખીતું જ છે વૃત્તિ જેટલું ભલુંબૂરું કરી શકે છે, તેટલું એકલી ક્રિયા ભલુંબૂરું કરી શકતી નથી બંધન કે મુક્તિનો આધાર મનોવૃત્તિ પર છે, એ હું એકથી વધુ વાર કહી ગયો છું વૈદિક ગ્રંથોમાં એક સરસ અને બંધબેસતું રૂપક દોરતા બતાવ્યું છે કે “જ્ઞાન એ પુરુષ છે, જ્યારે ભક્તિ એ તો ભાર્યા છે એ દંપતીના યોગે જો વૈરાગ્ય ન જન્મે તો એ વાંઝિયાનો નિર્વંશ જાય છે’

આ દૃષ્ટિએ જોતાં ‘નિર્લેપતાનો, અનાસક્તિનો આવિર્ભાવ એ જ વૈરાગ્યની સચોટ વ્યાખ્યા છે, વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણ્યા પછી મોહ આપોઆપ મોળો પડે જ છે વસ્તુના સ્વરૂપદર્શનના અભાવે જ જીવમાત્ર ‘આ ખરું કે તે?’ એમ મૂંઝાઈ રહ્યો હોય છે, કાળના પરિપાકે, સત્પુરુષના યોગે, જીવ જાગે છે અને વસ્તુ સ્વરૂપના દર્શન કરે છે તે ઉપર પૂર્વકાળના ચંપાપુરીના એક વણિકપુત્રનું દૃષ્ટાંત સાંભળો,

### ગિરધરનો પલટો

નગરના મધ્યભાગમાં એક ઉપાશ્રય (ધર્મસ્થાનક) છે તે સામે

માથુ કેમ ધુણાવ્યુ હતુ ? તેનો ભેદ સમજાવો " સતે કહ્યુ "ભાઈ! હવે તો એ વાત હાથમાંથી ગઈ જો એ વખતે આવ્યો હોત તો વેળાસરની વાત હતી હવે એ વાતની જાણવામાં મજા નથી હવે સાભળવાથી તને ભારે એ થાય તેવી એ વાત છે" પણ પેલો જુવાન કેમેય માને નહિ, અને વીનવ્યા જ કરે "બસ, કહો ને કહો" મહારાજશ્રીએ એને કહ્યુ 'ભાઈ! વાત એવી છે કે એ બોકડો બીજો કોઈ નહિ પણ તારો પૂર્વભવનો બાપ હતો એણે છળપ્રપચ અને જૂઠના કામો બહુ કર્યા હતા એટલે એ મરીને પશુ થયો પણ જે દુકાનમાં એ બેસતો હતો તે દુકાન પાસે આવતા એને એ સ્થળ બહુ પરિચિત અને પ્યારુ લાગ્યુ એટલે ખસવુ ગમતુ નહોતુ અને પેલા કસાઈને તો એ પોતાના કામ માટે લઈ જવો હતો ' જુવાન ચમકી ગયો ' હે! શુ કહો છો? એ મારો બાપ?' એનાં તો હોંશ ગગડી ગયા 'ભાઈ! એટલા માટુ જ એ વાત તને કહેવા નહોતો ઇચ્છતો. પણ તારો આગ્રહ બહુ થયો એટલે મારે નિરુપાયે કહેવુ પડયુ પણ હવે એનો ખેદ ન કર એ ખેદ નકામો છે જે માણસ કૂડ, કપટ, છળ, પ્રપચ અને વિશ્વાસઘાત કરે, તેને જનાવરનો અવતાર લેવો જ પડે જોકે તારો બાપ ધર્મસ્થાનકમાં આવતો અને પ્રવચનો સાંભળતો, પણ હાડ સાચુ નહોતું માત્ર આડબર ખાતર ધર્મક્રિયા કરતો એણે છેવટ સુધી ઠગવિદ્યા છોડી નહોતી સાચા દિલથી ધર્મકરણી કરી જ નહોતી તેથી એનું પરિણામ આ આવ્યુ માટે હવે એની આ દશા પરથી, તુ તારુ પોતાનુ જીવન વિચારી જો! તે એની પાછળ શ્રાદ્ધતર્પણમા સદેહે લૂટના ભેગા કરેલા રૂપિયામાથી થોડા ખરચ્યા, એથી શુ વળવાનુ?" જુવાનની આખમાથી દડ દડ આસુ નીકળી પડ્યા સતે જોયુ કે હૈયુ જરા કૂણુ થયુ છે ત્યારે સતે આગળ વધતા જણાવ્યુ "એ વાત તો ઠીક, પણ તુ ફરીથી પરણ્યો તે કોને પરણ્યો છે એ તું જાણે છે?" આંસુ લૂછી ફાટી આંખે જુવાન સત સામે જોઈ રહ્યો એમ "કેમ પૂછો છો?" "ભાઈ! તુ જેની સ્ત્રી પરણી

મગીલાલ વાણિયાની દુકાન હતી વાણિયાનો દીકરો ગિરધર દુકાને બેસે ને છેટેથી જોયા કરે, પણ ઉપાશ્રયમા કોઈવાર આવે નહી એક સતપુરુષ ત્યા ચાતુર્માસ રહ્યા હતા ઘણા ભાવિક જનો એમની અનુભવપૂર્ણ મીઠી વાણીનો લાભ લેવા દૂરદૂરથી ચાલીને આવે પણ આ જુવાન સાભળવા આવે નહિ કારણ ! ઉપાશ્રય પાસે રહેતો હતો, પણ હજુ ખરી ભૂખ લાગી નહોતી ! ધર્મકથા સાભળવાની અભિરુચિ થવી એ કઈ સહેલી વાત નથી બોલણીની વાત તો ખાજાંદૂધપાકથી પણ મીઠી લાગે કામકથા તો તન, મન અને ધનનો ધુમાડો કરીને પણ સાભળવા જાય, પણ ધર્મકથાનો શાન્તરસ સહેજે મળતો હોય તોય કટાળો ઊપજે કારણ એ મિરચુના દૂધની જેમ પાકી પાનતા માગે છે એકદા મહારાજ એમને ત્યાં ભિક્ષાર્થે જઈ ચડયા પણ પેલો જુવાન તો નવી પરણી લાવેલ સ્ત્રી સાથે આનદકા કરી રહ્યો હતો એ જોડા પૈકી કોઈનુ ધ્યાન બારણા તરફ નહોતુ બારણુ ખુલ્લુ હતુ મહારાજશ્રીની નજર પડી ન પડી, અને તરતજ એ પાછા વળી ગયા બીજા જુદાજુદાં ઘરે ફરી જે કઇ નિર્દોષ ભિક્ષા મળી તે લઈને આહાર કીધો તેટલામા જ એક બોકડાનો બે બે અવાજ આવ્યો સત જ્ઞાની હતા તુરત જ એ ધર્મસ્થાનકની બહાર નીકળ્યા, તે જોયુ તો એક માણસ બકરાને વસડતો હતો—પણ એને આ સ્થાનેથી ખસવુ ગમતું નહોતુ તે રાડો પાડતો હતો સતે જ્ઞાનથી જાણી લીધુ એટલે જરા માથુ ધુણાવ્યુ "અહો ! સસારી જીવો કેવા છે !" પેલા જુવાન ગિરધરે પોતાની દુકાનમાથી આ દશ્ય બરાબર જોયુ એટલે મનમાં વિચાર કરવા લાગ્યો 'આ મહારાજશ્રીએ માથુ કેમ ધુણાવ્યુ ? નક્કી કઈક રહસ્યની વાત હોવી જોઈએ સામાન્ય રીતે તો કદી પણ ઊભાય નહિ, પરતુ આજે પેલા 'મસ્તકધૂનન'નો મર્મ પામવા માટે તે ધર્મસ્થાનકમાં ઉત્સાહથી ગયો ત્યાં તેણે સતને નમભાવે વિનતિ કરી પૂછ્યુ "મહારાજ ! આપે પેલા બોકડાના પ્રસગમા

માથું કેમ ધુણાવ્યું હતું? તેનો ભેદ સમજાવો" અંતે કહ્યું "ભાઈ! હવે તો એ વાત હાથમાંથી ગઈ જો એ વખતે આવ્યો હોત તો વેરાગ્યની વાત હતી હવે એ વાતને જાણવામાં મજા નથી હવે માંગણવાથી તને ભારે એ થાય તેવી એ વાત છે" પણ પેલો જુવાન કેમેય માને નહિ, બોલ્યા જ કરે બસ, કહો ને કહો" મહારાજજીએ એને કહ્યું "ભાઈ! વાત એવી છે કે એ બોકડો બીજો કોઈ નહિ પણ તારો પૂર્વભવનો બાપ હતો. એણે છળપ્રપંચ અને જૂઠના કામો બહુ કર્યા હતા એટલે એ મરીને પશુ થયો પણ જે દુકાનમાં એ બેસતો હતો તે દુકાન પાસે આવતા એને એ સ્થળ બહુ પરિચિત અને પ્યારું લાગ્યું એટલે ખસવું ગમતું નહોતું અને પેલા કસાઈને તો એને પોતાના કામ માટે લઈ જવો હતો.' જુવાન ચમકી ગયો 'હે! શું કહો છો? એ મારો બાપ?' એનાં તો હોંશ ગગડી ગયાં "ભાઈ! એટલા માટે જ એ વાત તને કહેવા નહોતો ઇચ્છતો. પણ તારો આગ્રહ બહુ થયો એટલે મારે નિરુપાયે કહેવું પડ્યું પણ હવે એનો ખેદ ન કર એ ભેદ સમજવાનો છે કે માણસ કૂડ, કપટ, છળ, પ્રપંચ અને વિશ્વાસઘાત કરે, તેને જનાવરનો અવતાર લેવો જ પડે જોકે તારો બાપ ધર્મસ્થાનકમાં આવતો અને પ્રવચનો સાંભળતો, પણ દાઢ આવ્યું નહોતું માત્ર ઉપર પરાણે ધર્મક્રિયા કરતો એણે છેવટ સુધી કાળવિદ્યા છોડી નહોતી સાચા દિલથી ધર્મકરણી કરી જ નહોતી તેથી એનું પરિણામ આ આવ્યું માટે હવે એની આ દશા પરથી, તું તારું પોતાનું જીવન વિચારી જો! તે એની પાછળ શ્રાદ્ધતર્પણમાં સં. લૂંટના ભેગા કરેલા રૂપિયામાંથી થોડા ખરચ્યા, એથી શું વળવાનું?" જુવાનની આંખમાંથી દડ દડ આંસુ નીકળી પડ્યાં સંતે જોયું કે હૈયું જરા કૂણું થયું છે ત્યારે સંતે આગળ વધતા જણાવ્યું "એ વાત તો ઠીક, પણ તું કોનાથી પરણ્યો તે કોને પરણ્યા છે એ તું જાણે છે?' આંસુ લૂછી ફાડી આંખે જુવાન સંત સામે જોઈ રહ્યો જેમ 'કેમ પૂછો છો?' "ભાઈ! તું જેને તેં પરણી

લાગ્યો છે તે તારી પોતાની સગી જનેતા ? એ ભોળી હતી તારામાં એના જીવને મોહ રહી ગયો હતો તેથી મરણ પામીને આ જ નગરના એક શેઠિયાને ત્યાં દીકરી તરીકે એણે જન્મ લીધો એ મોટી થઈ ત્યા તારી સ્ત્રી ગુજરી ગઈ, એટલે બીજીવાર તે લગ્ન કીધા ત્યારે તારું તેની સાથે લગ્ન થયુ " જુવાનના હૈયામા તો વજ્રઘાત વાગ્યુ સંતે દિલાસો આપતા કહ્યું "બેટા ! ખેદ ન કર સસારની માયા જ અજબ છે

> કર્મની ગતિ ન્યારી રે, કોઈથી નવ જાયે કળી
> કોઈ કંથ, કોઈ કામિની, કોઇ ભગિની ને ભાઇ

(વળી) કાકા મામા કોકને બનાવ્યા (એવી) સાધી બેઠો સગાઇ
સગપણને બાંધી બેઠો રે, વાતો બધી ગયો વિસારી કર્મ "

વાણિયાનો દીકરો કોરો હતો, પાત્રતા તૈયાર હતી, માત્ર નિમિત્તની ખામી હતી તે પૂરી પડી ગઈ અને વૈરાગ્ય પ્રગટ્યો જેને લાગે છે, એને એક જ બોલમા કે એક જ દશ્યમા કે એક મિનિટમાં લાગી જાય છે અને જેને નથી લાગતો એને શ્મશાનભૂમિમા દેહ બળતી હોય ત્યાય ચાબીડી પીવાનુ સૂઝે છે ગોળ, કપાસિયા કે બજારના ભાવોની વાત સૂઝે છે વણિક્પુત્ર અલ્પ ઉપદેશમા રગાઈ ગયો ગુરુએ માર્ગ બતાવ્યો અને તેણે ગ્રહણ કર્યો

### એક જ દશ્યમા સમુદ્રપાલ જાગ્યો

એક વખતે ચપાનગરીની અંદર પાલિત નામના શ્રીમતનો સમુદ્રપાલ નામે પુત્ર હતો તે એકદા પોતાની સ્ત્રી સાથે ઉપલા માળે મોજશોખમાં રમી રહ્યો હતો પૂર્વકાળના પુણ્યોદયને લઈને સપત્તિ-સાધનોની ખૂબ વિપુલતા હતી પાંચ ઇન્દ્રિયોના સુખસાધનમા કોઈ પ્રકારની ખામી નહોતી કોઈને કલ્પના નહોતી કે પળવારમા રગમાં ભગ પડશે આનદમાં તે રમતો હતો અને એક જ ક્ષણમાં

પ્રવેશ થયો પોતાના ઊંચા મહેલમાંથી એણે ગામના ચૌટાનું એક દૃશ્ય જોયું વાત એમ હતી કે એક માણસને ગધેડે બેસાડ્યો હતો, અને તેના ગળામાં કરેણની માળા હતી ઢોલ વાગતા, પોલીસ વગેરે સાથે હતી એણે માણસને પૂછ્યું "આ બધું શું છે?" એક માણસે કહ્યું "બાપુ! એ મહાન અપરાધી છે તેથી એને ગધેડે ચડાવીને વધસ્થાને લઈ જવામાં આવે છે થોડીવારમાં એને મારી નાખવામાં આવશે." આ સાંભળતાં જ સમુદ્રપાલનું અંગ ધ્રૂજવા લાગ્યું, એ કંપી ઊઠ્યો

ક્યાં સમુદ્રપાલનું હૃદય અને ક્યાં આપણે!

બિહાર જેવો ધરતીકંપ કે જેમાં હજારો માણસો અને સંખ્યાબંધ મકાનો તારાજ થઈ ગયાં હોય એવા ભયંકર હેવાલો વાંચતી વખતે પણ આપણે મીઠાં ભોજન ખાતા હોઈએ, ચા ને બીડી પીતા હોઈએ, પણ આપણા અંતરમાં ક્ષોભ થતો નથી એવી જ રીતે ગેસ ફાટી નીકળ્યો હોય, હોનારતો થઈ હોય, અતિવૃષ્ટિ થઈ હોય, ગામ તણાઈ ગયા હોય, અને હજારો માણસો મરી ગયાં હોય, એવી વાતો વાંચતા વાંચતા પણ દિલમાં જરાય ક્ષોભ થતો નથી અને એ જ ક્ષણે ચાનો પ્યાલો ગટગટાવી જઈએ વિચારો, હવે ક્યાં સમુદ્રપાલનું હૃદય અને ક્યાં આપણું?

સમુદ્રપાલે દુઃખ કે મૃત્યુની પીડા કદી નહોતી સાંભળી આ દૃશ્ય એના ચિત્ત ઉપરથી કેમે કરીને ખસે નહિ! 'શું માણસ જેવા માણસને મારી નાખશે? શું અપરાધની શિક્ષા મૃત્યુદંડ? મરી ગયા પછી એનો અપરાધ નાશ પામશે? આવા અપરાધ જીવને કોણ કરાવતું હશે?' એમ વિચારની પરંપરામાં તે ઊતરતો ગયો

આત્મઅનુભવ વિરલા પાવે,
દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે આતમ

એમ ચિંતવન, મનન કરતાં કરતાં એ પોતાના તરફ વળ્યો આત્માભિમુખ થયો સ્ત્રી સાથે સોગઠાં રમતો હતો તે એમના એમ

ગર્યાં. હૃદય પલટાઈ ગયું "હું કોણ? આ સુખદુઃખનું કારણ શું?" એમ વિચાર્યાં તે ઊંડો ને ઊંડો ઊતર્યો "હું કોણ?" એ વિશે વિશેષ વિચાર કરતાં કરતાં એને પૂર્વના ભવનું સ્મરણ થયું. આ જગતમાં હું બહુ રખડ્યો ને ક્યાં ક્યાં રખડ્યો, તે બધું સાંભર્યું. એક ભવ, બીજો ભવ, એમ પાંચસાત ભવના સ્મરણ થઈ આવ્યાં. પૂર્વકાળમાં એ યોગી હતો, તપસ્વી હતો, તેણે ત્યાગ કર્યો હતો, એ બધું યાદ થઈ આવ્યું. તેણે પહેલાંના ભવમાં દુઃખ અનુભવ્યું હતું, તે પણ યાદ આવ્યું. એની સ્ત્રી તો સ્તબ્ધ જ થઈ ગઈ, અને ટગરટગર એની સામે જોવા લાગી. સમુદ્રપાલ તો પોતાનું મસારચિત્રપટ નિહાળવામાં તલ્લીન થઈ ગયો હતો. એણે ઘણા ભવ જોઈ નાખ્યા. એણે જોયું કે વિવિધ પ્રકારની યોનિઓમાં વિધવિધ ભવોમાં રખડ્યો, રઝળ્યો, કુટાયો. સુખદુઃખના અનેક અનુભવો તાદૃશ થયા.

ભગવાન મહાવીર કહે છે કે નિરાધીન માણસને અંતરર્દર્શનું જોર હોય છે. તે પરાધીન છે કેદ થઈ ગયેલ છે છતાં પણ તેને તેનું ભાન જ નથી હોતું. આવા અજાગૃત પુરુષો ઘણા છે. પણ સમુદ્રપાલને તો પૂર્વકાળના જાગરણનો અભ્યાસ હતો. તેથી સહજ નિમિત્ત માત્રથી જાગી ગયો. આ વખતે એની સ્ત્રી બોલી: "પ્રાણનાથ! તમે આટલા ઉદાસ કેમ છો?" સમુદ્રપાલ બોલ્યો, "સ્ત્રી! આ ભવ અપૂર્વ છે. મને જે વિચારો ઉત્પન્ન થયા તે તમને અને માતા, પિતા બધાને હું સંભળાવવા ચાહું છું. આપણે અહીં ઉત્પન્ન કેમ થયાં તેનાં અનેક કારણો હોય છે. આપણે સાધનસંપન્ન, અને બીજા સાધનહીન કેમ? આપણે મનુષ્ય અને બીજા કીટ, પતંગ, પશુ કેમ? આપણાં આ સુખો ક્યાં સુધી?"

સમુદ્રપાલે ઘરનાં બધાં માણસોને બોલાવીને આવી અપૂર્વ વાતો સંભળાવતાં કહ્યું: "આ બધી લક્ષ્મી, વૈભવ, સુખ થોડો અથવા વધારે વખત રહીને પણ એક વખત તો અવશ્ય જવાનાં જ છે.

અથવા તો એને મૂળીને આપણે જવાનું છે જેટલા પ્રમાણમા આમ મિલાપ તેટલા પ્રમાણમા દુખ પુરો, વહાલાં, સ્વજનો, લક્ષ્મી વગેરેનો મોહ રાખવો તે આસક્તિ છે અને એ છેવટે દુખ આપે છે જેટલા પ્રમાણમાં આસક્તિ તેટલા પ્રમાણમા એ દુખનાં મૂળિયાં ઊડાં પિનાજી! આ દુખના કારણો શુ? તેમાથી મુક્ત કેમ થવાય? વગેરેનો વિચાર કરતાં મને ભાન થયુ કે પૂર્વજન્મમા લાગી હશે મારુ કામ અધૂરુ રહી ગયુ હતું તે પૂરુ કરવા હુ મનુષ્યજન્મ પામ્યો, અને આ બધાં સાધનો પામ્યો પણ પ્રમાદમા પડીને તરવાના સાધનોથી જ હું દૂબી રહ્યો હોઉં એમ દેખાય છે હવે મને એ ભાન થયુ છે માટે આપ સહુ આશિષ આપો અને મારી અધૂરી સાધનાને હું આદરી છું આપને જરૂર દુખ તો લાગશે કારણકે મારા પ્રત્યે મોહ છે, મમતા છે મારે માટે અનેક આશાઓ બાંધી હતી, એથી તમને દુખ થાય. પણ એ દુખ આગળ હું નિરુપાય છુ એ દુખને ટાળવાનો ઉપાય આપની પાસે જ છે આપ ઊંડો વિચાર કરશો તો એ જ દુખ હર્ષમા પલટી જશે કદાચ આપ કહેશો કે 'અહી સસારવ્યવહારમા રહીને કયા આત્મોદ્ધાર થતો નથી!' પણ નોટ ખાવો અને ભસવુ એબે વાતને કદી બનતું નથી જનકવિદેહી જેવા વિરલ યોગીને માટે જગતમા રહેવા છતા નિર્લેપતાની પરાકાષ્ઠા શક્ય હતી માટે એ કબૂલ કરવુ જોઈએ કે એટલે હજી હું પૂર્ણ નથી એટલે એક વાર તો મારે નિસંગતાના સહજ અનુભવ માટે સ્થૂળ ત્યાગનુ અવલબન સ્વીકારવુ જ રહ્યુ આમ કહીને હું ગૃહસ્થાશ્રમમા વિકાસને મુદ્દલ અવકાશ જ નથી એવો એકાંતિ ઇનકાર કરતો નથી તેમા થતાં દાન પુણ્ય, જપ, ભજન એ બધાં પ્રાથમિક પગથિયા છે પણ એ પાઠ મે ગત જન્મમા પસાર કર્યા છે મને જે તાલાવેલી લાગી છે તે આ છે સમય થોડો ને કામ ઘણું. આ બધાં સાધનો મુક્ત થવાને માટે જ મળ્યા છે સમય પાકી ગયો છે માટે મને આજ્ઞા આપો હુ નહિ રહી શકુ"

સમુદ્રપાલની હાડોહાડની આ વાત સહુને સોસરી ઊતરી ગઈ. સમુદ્રપાલને સમજાવી રોકવાને માતપિતાએ અનેક પ્રલોભનો, લાલચો, આકર્ષણો અને ત્યાગની વિકટતા જણાવી પણ એ સર્વને પોતાની અનુભવગિરાથી નિરસ્ત કર્યા. છેવટે સમુદ્રપાળે ત્યાગાશ્રમની દીક્ષા લીધી અને સતત જાગૃતિ રાખી અધૂરી સાધનાને પૂર્ણ કરવાને પ્રયત્નશીલ થયો અને પોતાનુ કાર્ય પૂર્ણ કર્યું

### વૈરાગ્યના પ્રકાર

વણિક જુવાન ગિરધર અને આ શ્રીમત સમુદ્રપાળનો વૈરાગ્ય સમજપૂર્વકનો હતો જૈનઆગમોમા વૈરાગ્યના ત્રણ પ્રકારો બતાવ્યા છે મોહગર્ભિત, દુખગર્ભિત અને જ્ઞાનગર્ભિત તેમાં સૌથી ઉત્તમ અને સહજ પ્રકારનો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે

### જ્ઞાનગર્ભિત વૈરાગ્યનુ ફળ

"જ્ઞાન ગર્ભિત વૈરાગ્યનુ ફળ શુ ?" એ ગૌત્તમના પ્રશ્નનો ઉત્તર ભગવાન મહાવીર આ રીતે વાળે છે

"निव्वेदेण भन्ते जीवे किं जणयइ ?

निव्वेदेण दिव्वमाणुस तेरिच्छिएसु कामभोगेसु निव्वेयं हव्वमागच्छइ। सव्व विसयेसु विरज्जइ। सव्व विसयेसु विरज्जमाणे आरभ परिच्चाय करेइ आरभ परिच्चायं करे माणे ससार मग्ग वो च्छिदइ। सिद्धि मग्गं पडिवन्नेय हवइ " જુઓ ઉત્તરાધ્યયનસૂત્ર', ૨૯મુ અધ્યયન

પ્રશ્ન निर्वेद (વૈરાગ્ય )થી શુ ફળ થાય ?

જવાબ નિર્વેદથી દિવ્ય, માનવીય અને પાશવીય કામભોગો પર નિરાસક્તિ જાગે છે અને તેથી માયિક સર્વ વિષયોના ગુડમાં પણ તે વિરક્ત રહી શકે છે અને આવી વિરક્તિ પછી આરભ (હિંસકવૃત્તિ)નો ત્યાગ થાય છે અને આરભના ત્યાગથી સસાર-

શુદ્ધિનો માર્ગ ખુલ્લી તે જીવ મા પોતાની અભીષ્ટ સિદ્ધિના માર્ગ તરફ ગમન કરે છે

દુ ખગર્ભિત વૈરાગ્ય એટલે?

કોઇ ઇષ્ટ વસ્તુના અભાવમાં કે અનિષ્ટ પ્રાણી કે પદાર્થના સયોગથી પ્રગટેલ આપત્તિમાથી ચિત્ત પર જે નિર્વેદ જન્મે છે, તે દુ ખગર્ભિત વૈરાગ્ય છે

દા. ત, એક પ્રિયજનના વિયોગથી સંસાર અસાર લાગે છે એક ધનના નાશથી કે અપમાનથી થયેલ દુ ખથી દુ ખિતને આખુ જગત ખારુ ઝેર જેવું થઈ પડે છે એક પાપથી ત્રાસેલાને આખુ વિશ્વ અત્યાચારી લાગે છે જેની હોજરી ખરાબ થઈ જાય, તેને દૂધપાક જેવા મિષ્ટ ભોજન પણ દીઠાં ગમતા નથી શક્તિહીણ નપુસકને વિષયવિલાસ શલ્ય બને છે, તેથી તે નિંદે છે પણ તેથી શુ' આ બધાની ક્રિયા અને સાચા વૈરાગ્યની ક્રિયા તો ઘણીયે વાર તમને સમાન દેખાશે, પરતુ બ નેની વૃત્તિમાં આસમાન જમીન જેટલું અતર છે તે તરફ જરા ગભીરતાથી નિહાળજો એક પતગ-રગ છે બીજો મજીઠ રગ છે

કૃત્રિમ અને સાચાનો ફેર કયા અને કેવી રીતે? પેલો સાચો વૈરાગી સમજે છે કે બહાર જે દેખાય તે ખરાબ નથી, ખરાબ તો અદર ભર્યું છે બહાર ખરાબ દેખાય છે તે તો ભ્રાન્તિ છે તે ચોક્કસ માનશે કે જગતની કોઈ પણ વસ્તુ તિરસ્કાર કરવા જેવી નથી સૌ સૌના સ્થાને યોગ્ય છે, અને ઉપયોગી પણ છે આવો પુરુષ લક્ષ્મીનો સંગ્રહ નહિ કરે સંઘરવામા દોષ પણ માનશે લક્ષ્મી મેળવવાની ઇચ્છા તો નહિ જ રાખે પરતુ પહેલાં જે સગ્રહ કર્યો હશે, તે એને ડખ્યા કરશે એટલે પરિગ્રહના પાપથી જલદી છૂટવા મથશે 'જગત સળગી રહ્યુ છે' એમ કહેનારને પણ સભળાવશે કે, "ભાઈ, તું ભૂલે છે જગત નથી સળગતું માત્ર તારુ હૃદય સળગે છે

તે તરફ તારુ લક્ષ નથી તેથી જ બહાર દેખાય છે આવો દોષ પદાર્થનો નહિ, પોતાની વૃત્તિનો છે 'સ્ત્રી નરકની બારી છે'— દુનિયા બારી કેમ છે—એમ નથી પુરુષ કે સ્ત્રી બન્નેમાથી એક નરકનુ દ્વાર નથી નરકનુ દ્વાર તો બન્ને વચ્ચેનો મોહ છે દોષ તો હૃદયમા ભડભડતી લાલસાનો છે મોહ જ નરકમાં ઘસડી જાય છે કચન ખરાબ નથી, પણ તેના સસર્ગથી જે આસક્તિ જન્મે છે, પરિગ્રહવૃત્તિ પ્રગટે છે તે ખરાબ છે સગા, સબધી, પુત્ર, પરિવાર ખરાબ નથી, પણ તે પરની આસક્તિ ખરાબ છે ” સાચા વૈરાગ્ય અને કૃત્રિમ વૈરાગ્યનું આ જ તારતમ્ય અહી તમોને મોહગર્ભિત વૈરાગ્યથી શી સ્થિતિ જન્મે છે તેનુ દૃષ્ટાંત આપુ

### ભવ અને ભાવ

સુગ્રામ નામના એક નગરમા રાષ્ટ્રકૂટ નામના કણબી રહેતા હતા તેને રેવતી નામના સ્ત્રી હતા, અને તેમને કુલે બે દીકરા હતા તેમના નામ હતા ભવ અને ભાવ ભવદેવ નાનો અને ભાવદેવ મોટો હતો

### ભાવની રસધારા

એકદા તે ગામમા કોઈ વિશિષ્ટ ત્યાગી સુસ્થિત નામના મહાત્મા પધાર્યા તેમનો ઉપદેશ સાભળવા સૌ ગયા યોગીનો અપૂર્વ ઉપદેશ સાભળી મોટા પુત્ર ભાવમાં પૂર્વસસ્કારો જાગ્રત થયા તેણે ઘણા મથન પછી માબાપ પાસે ત્યાગની ઇચ્છા પ્રગટ કરી અને ઘણા પ્રશ્નોત્તરોના સમાધાન થયા પછી રાજીખુશીથી આજ્ઞા લઈ ત્યાગમાર્ગ અગીકાર કર્યો

'પરમશાત રસની લિજ્જત ચખાડે તે સયમ '— એક નાનીશી નિર્ઝરિણીનુ વિશ્વના મહાસાગરમા મળી જવુ તે ત્યાગ! આ બન્ને વ્યાખ્યા એના જીવનપૃષ્ઠમાં સ્પષ્ટ વાચતી હતી એકદા ભિન્ન ભિન્નસ્થળે વિચરતા વિચરતાં અને આત્માના અમૃત ચાખતા ચાખતા

ભાવને વિચાર થયો કે 'મારા બન્ધુ ભવદેવને પણ હુ આ અમૃત ચખાડુ, તો કેવુ સારુ ? આન-દસ્થાનુ ધ્યાન રાખવુ અને નિગમ પથે પ્રેરી અમૃત ચખાડુ ! એવી પ્રબળ ઇચ્છા થતાં તે બોધ આપવા સારૂ સુગ્રામનગરે પધાર્યા

## ભવદેવના રાગરંગ પર ભાવદેવની અસર અને ભવનુ આ જાઈ જવુ

આ વખતે ભવદેવ તો હજુ પરણીને ચાલ્યો જ આવેલ હતો અનેક મનોરથો રચી રહ્યો હતો નવોઢા નાગિલા સ્ત્રી પાસે બેઠા કે પોતે રંગેલ વાવા પહેલા છે નાગિલાને રંગરાગથી મંડિત કરે છે અર્ધમંડિત થઈ છે હાસ્યવિનોદની રેલમછેલ થઇ રહી છે તેવા જ પ્રસંગે દૂરથી ભવદેવે પોતાના વડીલ દીક્ષિત બન્ધુ ભાવદેવને આવતા દીઠા કે તુરત જ તે માનપૂર્વક ઊભો થયો હર્ષપૂર્વક નમ્યો નિર્દોષ આસન નાખી આપ્યુ પછી બન્ને બેઠા થોડીવાર પછી પ્રસંગને અનુલક્ષી ભાવે પોતાના આ તરફના આગમનનુ રહસ્ય સમજાવ્યુ અને સ્વાનુભવ કહ્યો "ભાઈ ! આ દેખાતા રાગરંગ સાચા નથી બધા ક્ષણિક છે વીજળીના ચમકારાની જેમ વિષયજન્ય સુખ ક્ષણભરમાં હાથતાળી દઈને નાસી જાય છે એની પૂઠે દીવાનો થયેલો જીવ જેમ તેમ વધુ ને વધુ દોડે છે, અને પાછો પડે છે વસ્તુત તે સુખ જ નથી, સુખાભાસ છે દેખાવમા સુખ લાગે છે, પણ એકાન્ત દુ ખનુ જ કારણ છે પતંગિયુ રૂપમા લોભાઈ દીવામા કાયા હોમી દે છે વારો તોય રોકાતો નથી માછલુ બિચારુ માસ સાથે રહેલા કાંટાને કળી શક્તુ નથી એને ખબર હોય કે માંસ પાછળ રહેલો કાંટો પળવારમા પોતાનુ તાળવુ વીધી નાખશે, તો તે કેમ લલચાય ? જીવની આ દશા છે હું જે અમૃતનુ આસ્વાદન કરી રહ્યો છુ, તે અમીરસનો તું પણ અધિકારી થા એમ ઇચ્છી રહ્યો છુ'

પોતાના વડીલ બંધુના ઉપદેશપ્રવાહમાં ભવદેવ તણાઈ ગયો તેના પ્રભાવમાં અંજાઇ ગયો વૈરાગ્ય તો નહોતો પણ લાજ ને શરમવાળો ભવ ના ન પાડી શક્યો હૃદયાવેશમાં ભવદેવ ભાવદેવના પ્રતાપ આગળ કિંકર્તવ્ય લાગણીના પ્રવાહમાં નકાર ન ભણી શક્યો એણે નાગિલા સામે નજર કરી કે જાણે એ મને રોકશે નાગિલા પણ બોધ સાંભળી રહી હતી એને ભાવદેવની વાત સત્ય લાગી ભાવદેવના ઓજસમાં પતિને અટકાવવાની હિંમત ન ચાલી પૂછતાં એમની મરજી હોય તો હું નથી રોકતી સંમતિ મળી, એટલે ટૂંકમાં ભવને દીક્ષિત બનાવ્યો ભાવદેવે પોતાના ગજે ભવદેવને માપ્યો હતો પણ ભવદેવના અંતરમાં ઊંડો વૈરાગ્યરંગ નહોતો સમય પાકના વિના ફળ સુંદર ભલે લાગે, પણ મધુર તો ભાગ્યે જ નીકળે છે નાગિલાને આ પગલું ચોખ્ખી રીતે ઉતાવળું લાગતું હતું પણ ભવદેવના વેણનો ઉઠાળો નાગિલાને ભાળવા દે તેમ નહોતું ભવદેવને દીક્ષા આપ્યા પછી ભાવદેવે એને નિરંતર ઉપદેશામૃત પાવા માંડ્યું નિખાલસભાવે પોતાના અનુભવની બધી વાતો સમજાવી એ સંયમના શાંતરસમાં કેમ નિમગ્ન રહે ? વાસ્તવિક સમાધિમાં કેમ ઝીલે ? હૃદયની બધી વાસનાના મૂળ કેમ નાશ થાય ? એ જાતનો અનુભવ કરાવવા મથતો હતો

## ભવદેવની મનોદશા

ભવદેવ હમેશાં ભાવ સાથે વિચરવા તો લાગ્યો, બોધ તો સાંભળે, પણ મનની ઊંડાણમાં નવપરિણીત નાગિલા પ્રત્યેનો રાગ હતો, તે કેમે કર્યો જાય નહિ ને આત્મ-અનુભવ થાય નહિ ભાઈની કૃપથી એને થોડા દિવસ તો કશું જ ન લાગ્યું પણ પગપાળા ચાલવું, મધુકરી વૃત્તિથી ભિક્ષા મેળવવી, માનઅપમાનને ગાળવા, સતત ધ્યાનચિંતનમાં રહેવું, વગેરે પ્રસંગો દિલનો વૈરાગ્ય ન હોવાથી નીરસ લાગવા માંડ્યા જાણે વેઠ કેમ ન કાઢતો હોય, એમ ભાવદેવની પાછળ પાછળ વર્તે, પણ જીવન લૂખું અને ફિક્કું પડવા

ધાર્યું ત્યારે 'ત્યાગ ઉત્તમ છે' એમ માનીને એ પ્રેમ ને હણ્યો તે
કર્મના અનુભવથી પોતાના અનુભવથી નહિ! જેટલે જેમ જેમ
એની વય વધી તેમ તેમ તે ઉપરના વિચારો આવવા લાગ્યા.
કાર્યના રસિયા મનુષ્યમાં તો અત્યંત ભાવની ભીનાશ ક્યાંથી હોય?
પોતાને જણાયે અનુભવ નહોતો. એના મનમાં તો નાગિલા પ્રત્યેની
આસક્તિ પ્રેરેલી હતી. દૃષ્ટિ દૂર હતી એટલે એ પ્રમાણે જ દેખાય.
આ ગાંઠ ખૂલે ત્યારે જ આખું ચિત્ર અને તેના યથાર્થ ભાવો
દેખાય. આ ત્યારે વિશ્વવ્યાપ દેખાવ ત્યારે જ આનું રહસ્ય સમજાય.
મેળ ખાય તો જ્ઞાન થાય.

એક બાજુ પડે ત્યારે બીજુ તેજ થાય. ત્યાગમાં રસ ન
રહ્યો, એટલે પૂર્વેની કામના જાગી ઊઠી. હવે તેના ચિત્તમાં લગ્ન
પ્રસંગ અને નાગિલાના હાથે પુનઃ સ્પર્શ કીધું જે નાગિલાને એણે
તજી હતી તેજ ન વિસરાય પછી આવીને નજરે તરી રહી ભાવદેવના
મસ્તક અને ભગ્નપ્રેમની ભાવનાથી ક્રિયા કરે, તપ વારંવાર કરે,
ધ્યાન ધરે, પણ હૃદયમાંથી નાગિલા તો ન જ ખસે.

ભાવદેવ આગ નવ છાની રહે મઢાય,
વાયુ તણી ઝપટથી ઝળકી જ ઊઠે,
ઊંડા મૂળે ટકી રહી વિલાસતાને,
હાંગે દીધે નવ રહે વશ વેગ એનો

ભાવદેવ આવા આ અંતરંગ દશા કહેવાની હિંમત ન આવે.
એ તો તે કહે તો પ્રમાદે માને, પણ એ બધા પૂછતા સૌના પુછના
સાધુ ક્યાં સુધી સાંખે? ભાવદેવની હયાતી સુધી તો શરમેભરમે નિભા
વ્યું, પણ આર્યનો સ્વર્ગવાસ થયા પછી તેના ઉપરનો દિશા વિચાર
અને વૈરાગ્યનો કૃત્રિમ રંગ ભાંગી ગયો જતાં જ વાસનાના સંસ્કારોએ
જોર પકડ્યું અને આખરે ભાવદેવ હાર્યો

'બસ ! હવે નાગિલાને એકવાર તો કોઈપણ રીતે મળવું જ"
એવો નિશ્ચય કરીને બીજા સાધુઓથી છૂટા પડીને તે ચાલતા ચાલતાં
સુગ્રામગામ જઈ ચડ્યો અને નાગિલાને મળ્યો. મળવું એમ થયું કે
પાણીના કૂવા ઉપર પાણી ભરતી એક બાઈને દીઠી બાઈએ નમન
કર્યું ભવે પૂછ્યું કે, 'આ ગામમાં નાગિલા કરીને એક બાઈ રહે
છે તે છે કે?' 'હા, કેમ છે?' 'મારે તેને મળવું છે.' ભવે કહ્યું
નાગિલા કહે તો હું પોતે છું' 'હું ! તું પોતે?' 'હા, પણ કહો,
ગુરુદેવ ! ફરમાવો શી સેવા છે?' નાગિલાએ પ્રથમ તો સાધુ તર
ફના પૂજ્ય ભાવે નમન કર્યું, અને એ ખૂબ રાજી થઈ પણ જ્યારે
ગુરુથી છૂટા પડવાનું કારણ પોતે જ છે, એ જાણ્યું ત્યારે તેને
ભારે દુઃખ થયું 'હું તો હવે મુનિવેશ છોડી તારી સાથે રહેવાનો
નિશ્ચય કરીને આવ્યો છું,' ભવના આ વાક્યે એનું હૃદય વીંધી
નાખ્યું

નાગિલા માટે જીવનકાળમાં આ પળ સૌથી વધુ કારમી હતી
પણ એવડા ભાર વચ્ચે એને સ્વસ્થ રહ્યા સિવાય છૂટકો ન હતો
એણે જોયું કે ભવદેવ ત્યાગની ઊંચી ટેકરી પર ચડીને હવે ઊંડી
ખાઈમાં ભૂસકો મારવા તૈયાર થઈ ગયો છે જો એ પડશે તો એમાં
માત્ર એમનું જ નહિ, પણ સાથે સાથે પોતાનું, સમાજનું, સાધુ
તાનું અને જગતનું પણ અધઃપતન થશે જનસમૂહનો સાધુ પ્રત્યે
જે પૂજ્યભાવ છે, સમાજમાં સાધુપુરુષનું જે શ્રદ્ધાભર્યું સ્થાન છે
અને જગતને સાધુતા પ્રત્યેના પૂજ્યભાવથી અને ધર્મભાવનાથી
જે આધ્યાત્મિક ખોરાક મળે છે, તેમાં આ હલકું ઉદાહરણ એક
મહાવિઘ્ન ખડું કરશે આ કલ્પનાથી એનો આત્મા દાઝી ઊઠયો,
અને તે જ ક્ષણે તે સુજાગ બની કદી નહિ કલ્પેલી એવી તેજરેખા
એના અંગ ઉપર ઝળકી રહી, અને એણે વાણીપ્રવાહ છોડ્યો
'ગુરુજી ! આ તમને શું સૂઝ્યું? શિખર ઉપરથી કયાં ગબડી પડ્યા?
આ લોહીમાંસના કલેવરમાં તમે શું જોઈ મૂંઝાઈ પડ્યા? અનુભવી

અને સત્પુરુષો કહે છે

**अमेध्यपूर्ण कृमिजालसकुल, स्वभावदुर्गंधमशौचमध्रुवम् ।**
**कलेवर मुत्रपूरिषभाजन, रमन्ति मूढा न रमति पण्डिता ॥**

અર્થાત્ વિષ્ટાથી ભરેલા અને કૃમિના સમૂહથી વ્યાપી રહેલા, સ્વભાવે જ દુર્ગંધી, અપવિત્ર છતાં અધ્રુવ, મળમૂત્રના ભાજનરૂપ કલેવરમાં મૂર્ખજનો રમે છે, પણ પંડિત નથી રમતા

દેવ ! જે બ્રહ્મચર્યને આ નાગિલાને વાસ્તવિક દર્શન કરાવ્યુ છે, એ પ્રાણપ્રિય પ્રતિજ્ઞાને નાગિલા જીવ જતાં લગી નહિ છોડે ! શુ મૃતકનાં ચામડાં ચૂંથવા માટે આ ભાગવતી દીક્ષાને તેને મૂકશો ? તમારા પતનને હુ સહભાગ આપુ એટલી નાદાન મને માનો છો ? તમે ત્યાગ કર્યો ત્યારથી બ્રહ્મચર્ય સાથે એકાંતર તપ, ધ્યાન, ચિંતન મનનમાં મારો સમય ગાળી રહી છુ ' ભવદેવ મૂંઝવણમાં પડ્યો પતિભાવે જોનાર તે દહાડાની મુગ્ધા નાગિલા અને આજની દુર્બળ છતાં પ્રતિભા અને વૈરાગ્યસંપન્ન નાગિલામાં આસમાન–જમીન જેટલુ અંતર હતુ ભવદેવ એની સામે ભાર ન ઝીલી શક્યો એની આંખો નીચે ઢળી પડી મોં પર શરમના શેરડા દેખાયા હવે નાગિલાને પોતાનો માર્ગ સરળ થતો લાગ્યો એટલે એનુ જોમ વધ્યુ

'અહો ! ક્યા બ્રહ્મચર્યનુ અમૃત અને ક્યા વિકારનુ ઝેર ! ક્યાં સંયમની સુવાસ અને ક્યાં વાસનાની દુર્વાસ ! તલવારની ધાર પર ચોંટેલા મધને ચાટતા જીભ જ કપાઈ જાય એવો એ વિલાસનો ભયંકર માર્ગ છે અસંખ્ય નાના જંતુઓના જીવનધનના ભોગે પોતાનુ જીવન ચલાવનાર મનુષ્ય, પરપ્રાણીઓનો કેટલો ઋણી છે ! એ ઋણોને અદા કરવા માટે, મનુષ્યદેહનુ રક્ત ધબકી રહ્યુ છે છતાં સંખ્યાબંધ રક્તાણુઓમાંથી બનેલા મહાકિંમતી વીર્યબિંદુને નિઃસાર પોષવા માટે વેડફી દેનાર જગતના કેટલા જીવોના કરજદાર અને વેરી બને છે ! ગુરુ ! એ વિચારો મનુષ્યવીર્યનો ઉપયોગ

આત્માર્થે જ થવો ઘટે છે વાસ્તવિક રીતે નિજ આત્માર્થ સાધવામાં એક કે બેનું નહિ પણ સમસ્ત જગતના કલ્યાણનું નિમિત્ત છે, એ ન ભૂલશો '

આ શબ્દોથી ભવદેવનો આત્મા જાગ્યો એનું મસ્તક નાગિલા આગળ શરમના ભારથી સહજે નમી ગયુ

નાગિલા ચકિત થવાને બદલે સાષ્ટાંગ નમી પડી 'પ્રભુ! ધન્ય છે, આપને!' એની ભાવનાનો પારો ખૂબ વધી ગયો એને માટે દીપાવલિ ઝગમગી ઊઠી આનંદનો રોમાંચ ખડો થયો

'કોટિ કોટિ નમન અને ધન્યવાદને પાત્ર તો, દેવી! આપ છો! હું હતભાગી કેવળ ધિક્કારને પાત્ર છું,' એ વાક્ય પૂરું કરતાંની સાથે ભવદેવની આંખમાંથી બે આંસુ ટપકી પડ્યા

'ધિક્કાર અને ધન્યવાદ બન્નેના અહલાણદના ચાહો તેટલા કરીએ, પણ એ તો એક જ સિક્કાની બે બાજુ છે સ્ત્રી અને પુરુષ પણ એક જ આત્માના બે પાસાં છે નથી કોઈ ઊંચુ, નથી કોઈ નીચુ,' એમ કહી એણે ભવદેવના સંતપ્ત હૃદય ઉપર અદ્વૈતરસનો છંટકાવ કરી તેને નીતરતું બનાવી દીધુ

'ત્યારે હું પણ સાધુતાની પ્રેરણાને નમુ છુ '

બન્ને મીઠા આત્મરસમા નાહી રહ્યા દિનના અસ્તાચળ તરફ જતા જતાં ભાસ્કરે એ બન્નેના ઉપર એક છેલ્લી મીટ માંડી લીધી, અને ભવદેવ ગામ બહારના ઉદ્યાનખંડમાં જ્યાં નિવાસ હતો તે તરફ પ્રયાણ કરી ગયા આજનુ એનુ પ્રતિક્રમણ સાધુતાની સોળે કળાએ સંપૂર્ણ હતું એણે સંકલ્પ કર્યો કે આ જીવનમાં એવો પુરુષાર્થ કરવો કે માત્ર રોમમાં પણ વિકારનો એક અંશ ન રહે એ પુરુષાર્થ તેણે કર્યો અને તેને તે ફળ મળ્યુ એ ભવદેવ આરાધક બની દેવ થયો, અને પાંચમે ભવે જંબુકુમાર થયા

શ્રોતાજનો ! મોહગર્ભિત વૈરાગ્યના આ દાખલા પરથી તમો સમજી શક્યા હશો કે કૃત્રિમ રંગ કદી આગોપાન્ત ટકતો નથી ભવ દેવના એ નકલી રંગને ધોઈ ફરીથી નવો રંગ ચઢાવનાર નાગિલા જેવું પાત્ર એની સામે ન હોત તો ભારે અનર્થ થાત !

## દુઃખગર્ભિત વૈરાગ્યમા પણ ભય

મોહગર્ભિત વૈરાગ્યમાં જેમ મહાભય છે, તેમ દુઃખગર્ભિત વૈરાગ્યમાં પણ ભય તો છે જ મહારાજા ભર્તૃહરિનો વૈરાગ્ય દુઃખગર્ભિત હતો પોતાનુ જીવન જેને ચરણે પૂર્ણ વિશ્વાસપૂર્વક અર્પ્યું તે જ પિંગલા અશ્વપાળ જેવાના જીવન ભ્રષ્ટ કરે છે એ પ્રસંગ થતા ભર્તૃહરિ મહારાજા કહે છે કે 'ધિક્ તાં ચ તં ચ મદનં ચ ઇમાં ચ માં ચ ' અરે ધિક્કાર છે પિંગલાને, અશ્વપાળને, ગુણિકાને, મદનને અને મને એ આઘાતમાંથી એને વૈરાગ્ય જન્મ્યો હતો એટલે ગુરુજીએ કસોટી માટે એ જ પિંગલા પાસે પ્રથમ ભિક્ષાર્થે મોકલ્યો

જ્યા જેની એક હાક માત્રથી મોટા માંધાતા ધ્રુજતા હોય જે મહેલના છત્રીપલંગોમાં અને ગાલીચાઓમાં જેની કાયા ફૂલની માફક જળવાઈ હોય, જ્યાં જેના હાથ તળે હજારો ગામ તેમ જ અનેક કર્મચારીઓએ કામ કર્યું હોય અને જ્યા જેના એક જ નયન કટાક્ષથી, પોતે પાણી પાણી થઇ ગયો હોય—ત્યાં તેનું ભગવા વેશે ગુરુભાઇની આજ્ઞાધીનતામાં ટુકડા માગવા જવું ? એથી અધિક કસોટી બીજી શી હોઈ શકે ?

ભર્તૃહરિ પ્રજાના કરુણ રુદનથી ન ડગ્યો, પિંગલાના હજાર કાલાવાલાથી ન ચળ્યો, અને તૃષ્ણાની પિતૃભાવનાના રસભર્યા ઉમળકાથી ન ભીંજાયો, ત્યારે ગુરુજીને ખાતરી થઈ કે એના દુઃખ ગર્ભિત વૈરાગ્યનું પરિણામ પણ ઉત્તમ આવ્યુ છે અને હવે એ વૈરાગ્ય એના રગરગમાં પરિણમ્યો છે પિંગલા પ્રત્યે જરા મોહ નથી,

તેમ દ્વેષ પણ નથી કૃષ્ણા પ્રત્યે જેમ રાગિલી વત્સલતા નથી, તેમ અના ૨ પણ નથી, પ્રજા પ્રત્યેના ગજલની વાંચ્છા નથી, તેમ તિરસ્કાર પણ નથી, એટલે જ ભર્તૃહરિનો એમણે સ્વીકાર કર્યો

**ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ**

ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધની પ્રણાલિમાં જે કંઈ ભેદ છે તે આ છે લોકસંગ્રહના કાર્યમાં અને પ્રત્યક્ષપત્તિમા આપણા પાર્થિવ ચક્ષુથી જોઈએ તો ભગવાન બુદ્ધની ધ્યાનમૂર્તિ મોખરે આવીને રહેશે પણ અપાર્થિવ નયનમા તો શુકલ ધ્યાનની રસમૂર્તિ મહાવીર જાણે જગતમા આપણા નયનથી પળવાર પણ ન ખસે એવી મહાન ભાસશે તેઓ બન્ને સમકાલીન હતા ધર્મક્રાન્તિ બન્ને દ્વારા થઈ હતી ભગવાન મહાવીરની એ માન્યતા હતી કે જે મુક્ત થાય તે જ બીજાને મુક્ત કરવા સહાય કરી શકે માટે પ્રથમ પોતાની જાતને મુક્ત કરવા પ્રયત્ન કરવો છૂટેલ હોય તે છોડાવે માટે પ્રથમ આત્માનો ઉદ્ધાર, પછી જગતનો ભગવાન બુદ્ધને મા ચિત્તિ સંસ્કારોનો ક્ષય એ જ નિર્વાણ અથવા સિદ્ધિની પરાકાષ્ટા હતી ભગવાન બુદ્ધનો આત્મા વૃદ્ધપુરુષ અને પતિપત્ર રોગીનું દશ્ય જોઈને જગતના દુઃખ જોઈ કમ્પી ઊઠ્યો હતો

એમનો વૈરાગ્ય કંઈ ઓછો ભન્ન ન હતો

> વિપુલ ભોગ સુત સુંદરી, રાજ્યવિભવ સુખસંગ,
> નિમિત્ત મળ્યેથી પ્રગટીઓ, પળમા ત્યાગપ્રસંગ

પણ ભગવાન મહાવીરે જન્મ, જરા, રોગ અને મૃત્યુના ઠેઠ મૂળમરણ સુધી ઊંડી ઊતરીને જોયું તો એમને જણાયું કે જગતમા જે કંઈ છે તે આત્માનો જ પડઘો છે માટે એ એકને જ જાણું તો સઘળું આપોઆપ જણાશે એકને જ જીત્યું તો બધું જિતાઈ જશે એટલે એમાં સિદ્ધિની પરાકાષ્ટામા આત્મમુક્તિ અને વિશ્વમુક્તિ બન્નેનો સમન્વય સાંપડે છે

આ પરથી હું શું કહેવા માગુ છુ ?

હું ભગવાન મહાવીર કે ભગવાન બુદ્ધ એકેયને ઓછા નથી આંકતો પણ બન્ને પોતપોતાની કક્ષા પર અનેરી મહાવિભૂતિઓ હતી એમ જાણુ છુ પણ મારા કથનનો મુખ્ય મુદ્દો આ છે

ધારો કે આપણે કાલ મરી જવાના છીએ એ ખબર આજે પડી જાય તો ખાતુ ભાવશે ખરુ ? સંસાર નીરસ બની જતા જરાયે વાર નહિ લાગે મૃત્યુ માથે ભમે છે એવી ખાતરી થતાં જ આપણો બધો રસ ઊડી જાય તાજેતરની પરણેલી પ્રમદા, અમર્યાદ ધન દોલત, વૈભવ એ બધાં ફિક્કાં લાગશે આ રીતે ભયથી આઘાતથી, દુ ખથી કે મોહથી વૈરાગ્ય થવો બહુ દુર્લભ નથી પણ ભગવાન મહાવીરની જેમ માતાપિતાને સંતોષી, આપ્તનું સમુચિત દિલાસાત્વન કરીને પ્રાણપ્રિયાને નિર્વિકારતાના આદર્શ પ્રત્યે આકર્ષીને સર્વ મમત્વનેહી અને હેતાળ પ્રજાને આશ્વાસન પ્રેરીને 'સર્પ જેમ કાંચળી તજે તેમ ' સાધના માર્ગે જવુ એ અતિ અતિ કઠણ છે ઘણા જન્મોની સુંદર સાધનાના ફળ જ આવુ સમતામય અને જ્ઞાનમય પ્રેમાળ વર્તન અને સાધનાતત્પરતાનો સમન્વય સાધી શકે ! અને એવો જ્ઞાનમય વૈરાગ્ય જ 'અશક્તના ત્યાગ 'નું રૂપ પકડી પોતે તરે અને દુખની દુનિયાને તારી શકે !

સાગરશિ

'વૃત્તિ ચચળ જે થતી વિષયમાં પીને ચઢે તેહ ના
માની અતિસ્વભાવ પુદ્ગલ તજો, તલ્લીન આત્મા વિષે,
એવુ જ્ઞાન લહ્યું ખરી વિરતિમા, નિર્લેપતા પાંગરે,
નક્કી એ થશી મોક્ષમંદિર મહી, આ જીવ જૈન ઠરે "

# આધ્યાત્મિક પદો

## પદ ૧.

(રાગ-પીલુ તથા આશા)

આતમજ્ઞાન વિરલા પાવે, દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે ટેક
એ મારગ ગમે જન વિરલા, વિરલાને એમાં રસ આવે આ૦
સદ્ગુરુ સંગ કરે કો, વિરલા, અમૃતફલ કોઈ વિરલા ખાવે આ૦
અંતરમાં જાગે જન વિરલા, દુર્ગુણોને વિરલા હઠાવે આ૦
તજવાનું ત્યાગે કોઈ વિરલા, જ્ઞાનનદીમાં વિરલા નહાવે આ૦
આતમરમણ જમે કોઈ વિરલા, અમરબુટ્ટી વિરલા અજમાવે આ૦
સમજે આત્મસમા સહુ વિરલા, ધ્યાન પ્રભુનું વિરલા ધ્યાવે આ૦
અર્પી દે પ્રભુ અર્થે વિરલા, 'સંતશિષ્ય' વિરલા સમજાવે આ૦

## પદ ૨.

(રાગ-આશા)

આ દિવસો છે અંતરપટના, ભેદ તજી તજીને ખમવાના આ
આજ સુધી નથી નમ્ર થયા ત્યાં, નમ્ર બની દિન છે નમવાના આ
શ્રવણ મનનથી શુદ્ધ કરેલા, હૃદયતણા પટમાં રમવાના આ
ઉત્તમમાં ઉત્તમ આ દિનો, વેર વિરોધ વિષય વમવાના આ
સર્વ જીવોને મિત્ર બનાવી, દિલના દુશ્મન છે દમવાના આ
'સંતશિષ્ય' જે સરળ સુબોધી, એ શુદ્ધીજન

## પદ ૩.

(રાગ–આશા)

આ દારિદ્રનો અત ન આવ્યો,
કોઇ પ્રયોગ વિષે નહિ ફાવ્યો ટેક
ધધા ખૂબ કર્યા ધન માટે,
કોડી એક હજી ન કમાયો આ
અશરણુ રક બની અવનીમા,
ભિક્ષુ થઈ સ્થળ સ્થળ ભટકાયો આ
આજસુધી પર અધીન રહીને,
લાલચને ફાસે લટકાયો આ
ખોદી ભૂમિ ખુબ તપાસ્યું,
કૂચી વિના બલ કરી કરી કાયો આ
આગળ જેમાં અજબ જણાતું,
પાછળ સર્વ સ્થળે પસ્તાયો આ
અખૂટ નિધિ મુજ સમીપ છતા પણ,
માલમી વિણુ જ્યાતયા અથડાયો આ
'અતશિષ્ય' સદ્ભાગ્ય ઉઘાડી,
જ્ઞાન દઇ ગુરુએ સમજાવ્યો આ

## પદ ૪

(રાગ–બિલાવર અથવા આશા)

અવર તજીને ભજ અવિનાશી,
શા માટે તું ધરે છે ઉદાસી? ટેક

મૃગજળ માંહે મુગ્ધ બનીને,
ફોગટનો લટકે કાં ફાંસી? અવર

આત્મરવિ અંતરપટ પાછળ,
પ્રગટી રહ્યો છે પૂરણ પ્રકાશી અવર

ફાંફાં કાં તું ફોગટ મારે?
વૈભવ આ છે સકળ વિનાશી અવર.

ભયના કારણ છે તુજ ભેગા,
તજી દે તેને ત્યાં શું વિમાસી? અવર

'સંતશિષ્ય' સમજી જા શાણા,
પરમ સુધારસનો થા પ્યાસી અવર

## પદ ૫

( રાગ-બિલાવર અથવા આશા )

આ સ્થળે આવો, આ સ્થળે આવો,
આમતેમ જઇ શીદ અથડાઓ ?
અવર તજી પ્રભુના ગુણ ગાઓ,
જ્ઞાનુ મદિર ખૂબ ગજાવો આ
સત્ય બીનામા શુ શરમાઓ ?
સમય મળ્યો છે લો શુભ લહાવો આ
ભ્રમિતપણે શાને ભટકાઓ ?
લાગની અતર માહે લગાવો આ
નેહ નયન ભરીને વરસાવો,
લાગણી અન્યોઅન્ય બતાવો આ
પ્રેમ પરસ્પર મગી પ્રગટાવો,
જ્ઞાન જળે સહુને નવરાવો આ
પ્રભુના નામની ધૂન મચાવો,
આનદ આનદ આવી ઉડાવો આ
જય કરવાનો ખેલ જમાવો,
'અતશિષ્ય' થઇ શોક સમાવો આ.

## પદ ૬.

(ધનશ્રી)

જીવ તું જડ મૂર્ખ થા મા, ખોટ ભ્રાંતિએ તું ખા મા ટેક

આ મિત્ર આ અમિત્ર શાથી, ઊંચ તું તે નીચ કયાથી ?
વેરઝેર વિષે વણા મા, જીવ તું જડ મૂર્ખ થા મા જીવ

સર્વથી સબંધ કીધા, ન્હાના મર્વ માથ લીધા,
તૃષ્ણાના પૂરે તણા મા, જીવ તું જડ મૂર્ખ થા મા જીવ

સર્વ છે સમાન તારા, બાહ્યથી જણાય ન્યારા,
ભેદની જાળે ભરા મા, જીવ તુ જડ મૂર્ખ થા મા જીવ

તાદ્દ્રુ સ્વરૂપ કેવું, અંતરે વિચાર એવું,
માયામા ખાલી મના મા, જીવ તુ જડ મૂર્ખ થા મા જીવ

આદર વિચાર આવા, સર્વને મિત્રો બનાવા,
આળસ ન કરીશ આમા, જીવ તુ જડ મૂર્ખ થા મા જીવ

તુ તારો તો સર્વ તારા, તુ સારો તો સર્વ સારા,
હલકાઈ કરી હણા મા, જીવ તુ જડ મૂર્ખ થા મા જીવ

'અંતશિષ્ય' સુન થાજે, જ્ઞાન પ્રભુજીના ગાજે,
માણ તુ સદા મજામા, જીવ તુ જડ મૂર્ખ થા મા જીવ.

## પદ ૭

( રાગ–કાનડો –ઢબ આનંદઘ અર્થ વિનાની )

કેમ અંતરજ્ઞાન ન આવે ? (૨)
રખડાવી મારે છે રંકા, ભ્રમણા રચી ભુલાવે કેમ ટેક
મૃગમદ માટે મૃગની આશા, મરણ વિના જ મરાવે,
એ જ મનોરથ માનવમૃગ આ ફોગટ તને ફસાવે કેમ ૧
લજવે છે લાલચમાં લોભી, એ લાળા ચવરાવે,
કૂડકપટના કામ કરાવી, કષ્ટ વિષે કવરાવે કેમ ૨
પયને સાટે પ્રેમ થકી, અણુ પીવાનું પિવરાવે,
ખાજા તાજા તજવી ખાતે, ખડ તુજને ખવરાવે કેમ ૩
એ જ નશામાં નિશદિન તારી, દાસી તને દબાવે,
દાજા છો પણ એહ રાક્ષસી, રાંકની જેમ રિબાવે કેમ ૪
આશાવ્યંતરી વળગી અંતરે, નટની જેમ નચાવે,
તૃષ્ણા નટી આ કરી તમાસા, માયા ખેલ મચાવે કેમ ૫
નકટી સાથે બની નમાલો, સોના સાઠ કરાવે,
યાદ રાખજે ઉત્તમ અવસર, ફરી ફરી નહિ આવે કેમ ૭
અનંત ભવથી ઇંદ્રજાળ એ, આશાની અથડાવે,
'મંતશિષ્ય' કહે સદ્ગુરુવર વિણ, સત્ય કોણ સમજાવે ? કેમ ૭

## પદ ૮.

(ગઝલ-કાનડો—ઢબ ઉપર મુજબ)

ખોયો આ ભવને ખાલી (૨)
કરી જંજાળ કમાના માટે, પરબુદ્ધિને ભાગી ખોયો ટેક

ફંદા ફંદા કામ કરીને, કરી જિંદગી કાળી,
શ્રવણ કરી નહિ શાંત કથાઓ, રામ તણી રસવાળી ખોયો ૧

ધર્મકાર્યમાં ધંધ મચાવ્યા, જૂઠી રચીને જાળી,
અમૃતરસને અળગો કરીને, પીધું ઝેર પલાળી ખોયો ૨

હોળી પ્રગટી હાયવોયની, દિલમાં થઇ ન દિવાળી,
અંતરમાં આનંદ ન ઊલસ્યો, નિર્મળ સંત નિહાળી ખોયો ૩

સ્વાર્થ વિષે જે સદા રમીઓ, તન મનથી કરી તાળી,
પરોપકારે પગ નવ દીધો, ભાગ્યો એ સ્થળ ભાળી ખોયો ૪

ઠામઠામ રખડી રખડીને, ઠોકર ખાધી ઠાલી,
પૈસા માટે રચ્યા પ્રપંચો, રીત પવિત્ર ન પાળી ખોયો ૫

ખરચ્યું નહિ ધન ખાતે ધરીને, ખાઇ ન કરી ખુશાલી,
'સંતશિષ્ય' આવ દા એણે, ગધ્ધાની સમ ગાળી ખોયો ૬

## પદ ૯

(પ્રભાતિયું)

જ્યા લગી આત્મ નિજસ્વરૂપ સમજ્યો નથી,
સાધના ત્યા લગી સર્વ કાચી
ઘાણીના ઊટનો પથ ઘટતો નથી,
સાધના સમજશે થાય સાચી જ્યા ૧

શું થયું મસ્તકે મુડ કરવા થકી?
શુ થયું ભેદ વિણુ ભસ્મ ચોળે?
શુ થયું તીર્થ જઈ સ્નાન કરવા થકી?
શુ થયું વેદના વાકય બોલે? જ્યાં ૨

શાસ્ત્રના સર્વ અભ્યાસથી શુ થયું?
શુ થયું મતનો વેશ ધરવે?
જ્ઞાનવિણુ શુ થયુ યમ અને નિયમથી?
શુ થયુ વડી વડી વાત કરવે? જ્યા ૩

અગ્નિના કુડ પર અધ મસ્તક કરી,
ઉગ્ર તપ આદરી કઈક મરીઆ,
કાશી કરવત ચડી પર્વતેથી પડી,
તત્ત્વ જાણ્યા વિના કોણુ તરીઆ? જ્યા ૪

શુ થયુ સર્વ સિદ્ધાંતના શ્રવણથી?
શ્રેષ્ઠની છાપ જગમા છપાશે,
અધિક આડબરે માન ખૂમ મેળવી,
શુ થયુ સર્વના ગુરુ થપાશે? જ્યા ૫

શું થયું ઉચ્ચ આચારને આચર્યે ?
શું થયું અધિકતર કષ્ટ કીધે ?
શું થયું હૃદયમાં પ્રેમ પ્રગટ્યા વિના
નિતનિત પ્રભુ તણું નામ લીધે ? જ્યા ૬

શું થયું ધન ? ધરા, ધામ તજવા થકી ?
સમજવિણુ સર્વ સંસાર ત્યાગે,
રમી રહ્યા હૃદયમાં દોષ દુર્ગુણ તો,
શું થયું ઘર ઘરે ભીખ માગે ? જ્યા ૭

શાસ્ત્રના વાદ કરી વિજયને મેળવ્યા,
શું થયું અન્યના માન ગાળે ?
કઠણ નિજ મન કદી લેશ પલળ્યું નહિ,
શું થયું પરતણાં મન પલાળે ? જ્યા ૮

સ્વરૂપ નિજ સમજશે શુદ્ધ અંતર થશે,
રાગ દ્વેષનો રંગ જાશે,
'અજિતનો શિષ્ય' તે સફળ કાર્યો કરી,
પરમ આનંદનું સ્થાન પાશે જ્યા ૯

## પદ ૧૦

(રાગ મેરૂ, તાલ લાવણી)

જાગ્યા ન ઘટ અંતર વિષે, નિશિ જાગવાથી શું વળ્યું ?
ત્યાગ્યા ન દુર્ગુણ દિલતણા, ઘર ત્યાગવાથી શું વળ્યું ? ૧
બોધ્યું ન નિજ મન તો, અવરને બોધવાથી શું વળ્યું ?
શોધ્યું ન નિજ ઘર તો, અવરને શોધવાથી શું વળ્યું ? ૨
છોડી ન માયામમત તો, સંસાર છોડયે શું વળ્યું ?
તોડી ન તૃષ્ણા તો પછી, શિર કેશ તોડયે શું વળ્યું ? ૩
બળ્યા ન બીજક જન્મના, બળ રુધિર બાળ્યે શું વળ્યું ?
પલળ્યું ન મન પોતાતણું, પગના પલાળ્યે શું વળ્યું ? ૪
દેખ્યા ન નિજ દિલદાર ઘરમાં, અન્ય દેખે શું વળ્યું ?
જો 'સંતશિષ્ય' ન સંત મેળ્યા,
(તો) મનુષ્યભવમાં શું મળ્યું ? ૫

## પદ ૧૧.

(ધનાશ્રીની ગઝલ)

ભિન્ન નથી ભગવાન તુજથી, ભિન્ન નથી ભગવાન ટેક
તુજમાં તે છે તેનામાં તું, ભૂલી ગયો શું ભાન? તુજ
અળગો કર પડદો અહંપદનો, નિરખીશ પરમનિધાન તુજ
સર્વ જીવનનું એ મહાજીવન, સર્વશક્તિનું સ્થાન તુજ
સર્વ બળોનું મહાબળ એ છે, સર્વ જ્ઞાનનું જ્ઞાન તુજ
દૈવત સર્વનો એ છે દાતા, નિર્મળ એહ નદાન તુજ
અર્પી દે તન મન ધન તેને, તજ તારું અભિમાન તુજ
અવર પ્રપંચ તજીને એનું, ધર અંતરમાં ધ્યાન તુજ
'સંતશિષ્ય' સુખસાગરના હવે, ગર્વ તજી ગા ગાન તુજ

## પદ ૧૨.

(રાગ ઓધવજી સંદેશો કહેજો શ્યામને)

પામર શું સમજે રે સાચા પંથને;
ભયવાળા સમજે નહિ તેના ભેદ જો,
પતંગ ઝગમગતા ગ્રહે ઝંપલાય છે,
ખરેખરો બળતા પ્રગટે છે ખેદ જો. પામર ૧

મોરલીના નાદે મણિધર મૂઝાય છે,
રાગ રસિક પર આધીન થઈ પકડાય જો
ભમરો કમળ તણા રસનો ભોગી બની,
રસલંપટ આપ એમ બંધાય જો પામર ૨

મીન તથા મૃગલા પણ એમ મરાય છે,
સુખ મેળવતા દાવાનળ દુઃખ થાય જો
સુખદુઃખના કારણને એ સમજે નહિ,
પામર જીવો પળ પળ એમ પીડાય જો. પામર ૩

વિષયરસોમાં મોહી રહ્યા એમ માનવી,
આયડીઆ એવા નર અનેક જો,
જે મદિરા પીનારા મારગ ભૂલિયા,
પ્રકાશનું પામે નહિ કિરણ એક જો. પામર ૪

પામરતા પલટે રે સદ્ગુરુસંગથી,
ત્યારે જ્ઞાન ટકે ને પાત્ર ગણાય જો,
પથ્યાપથ્ય પદારથને પરખી શકે,
'સંતશિષ્ય' ત્યારે સમજાય જો ૫

## પદ ૧૩.

(ઢબ ઓધવજી સંદેશો કહેજો શ્યામને)

મદમાતા મછરાળા મૂરખ માનવી,
　　નથી સમજતા માનવભવનું મૂલ્ય જો,
સત્યકવન શ્રવણે દઈયે નવ સાંભળે,
　　ખુવાર થાનારા નર એ ખર તુલ્ય જો મદ ૧

ગજની સ્વારી મૂકી ખર પર જે ચડે,
　　ચિંતામણિ તજી ચકમકને જે ચા'ય જો,
પગ ધોવામાં અમૃતરસ જે વાપરે,
　　આત્મવૈરીના અવળા એહ ઉપાય જો મદ ૨

કસ્તૂરીને કાઢી કાદવ જે ભરે,
　　સમજાવ્યાં સમજે નહિ એહ અજાણ જો,
કલ્પતરુને કાપી બાવે બોરડી,
　　એ અક્કલના વધુ કરવાં શા વખાણ જો? મદ ૩

પોતાના ડહાપણમાં એ ડોલે સદા,
　　અવરતણી ઉત્તમ શીખ ન ધરે કાન જો,
નિશદિન મોહનશામાં ફાટલ થઈ ફરે,
　　અથડાવે એને એનું અભિમાન જો મદ ૪

પશુવત્ પામર અંધ બની પકડાયાં છે,
　　રૂડાં સાધન રાખ વિષે રોળાય જો,
પોતે પૂરણ સહિત રચી પોતાતણું,
　　'અજિતશિષ્ય' કહે દુર્ગતિમાં એ જાય જો મદ ૫

## પદ ૧૪.

(રાગ: ઓધવજી સંદેશો કહજો શ્યામને)

કર્મતણી અસરો રે કાળા કેરની,
  સમજાવ્યાથી યથાર્થ નવ સમજાય જો,
જ્યારે જ્યારે જેને અનુભવ જે થયો,
  ત્યારે તેને અજબ સ્વરૂપ જણાય જો. કર્મ ૧
અજબ ગજબ વરસાવે ઉદયે આવતા,
  ઉથલપાથલ કરી દે પલમાં અનેક જો,
અણધાર્યું અઘટિત કરી ઘટિત રચે વળી,
  અંતરનું ધાર્યું નવ થાયે એક જો. કર્મ.
ક્ષણમાં તુચ્છ તવંગર રૂપ બની રહે,
  મહારાણા તે બની રહે ક્ષણમાં રાંક જો,
અજબ રીતેથી યોગ વિયોગ બન્યા કરે,
  અદ્ભુત છે અસરોનો એવો આંક જો. કર્મ ૩
બંધન કેવા કંઈ સ્થિતિએ બંધાય છે,
  એ બંધનમાં કોનું જાલિમ જોર જો;
દ્રવ્યકર્મ ને ભાવકર્મના ભેદને,
  સમજે ત્યારે આનંદ પ્રગટે ઓર જો. કર્મ ૪
નાશ કરાવે નિજહિતને નિજ હાથથી,
  ભાવકર્મની એવી ભૂંડી રીત જો;
સાધન સંયોગો પણ એ આવી મળે,
  જબરા માણસની પણ ત્યાં નહિ જીત જો. કર્મ ૫
ઉચ્ચાનીચાનો ત્યાં ભેદ કર્યો નથી,
  કળાય નહિ એ શુભ કૃતિનું કામ જો;
જેવો રસ રેડીને બંધન બાંધિયા
  'સંતશિષ્ય' પ્રગટે તેવા પરિણામ જો.

## પદ ૧૫.

( દશ ઓધવજી સદેશો કહેજો શ્યામને )

જન્મ્યા પણ નવ જન્મ્યા જેવા જાણુ જો,
જન્મ્યા કેરો જાણ્યો નહિ ઉદ્દેશ જો,
ઉદરભરણુના કાજે જીવન વિતાવિયું,
પશુવત્ પામર થઇ રખડયા પરદેશ જો જ —૧

વિષય વિકારી સેવનથી વિરમ્યા નહિ,
ચડવા દીધો નહિ ઘટમા ઉપદેશ જો,
ઝેરી રસમા અ ત સુધી ઝૂકી રહ્યા,
લાજ્યા નહિ જે છેવટ સુધી લેશ જો, જ —૨

ઢાકી ઢાકી નબળા લક્ષણ ઢાકિયા,
સરસ જણાવા કીધા સહસ્ર ઉપાય જો;
સરસ થવાના ઔષધને સેવ્યુ નહિ,
એવા જીવો ભવઅટવી અથડાય જો જ —૩

સદ્ગુરુના વચનોને શ્રવણ કર્યા નહી,
દીઠા ઊલટા અવળી આખે દોષ જો,
ભૂલ તણા ભ ડાર ન નિજના ભાળિયા,
હૃદયતણા કાઢયા નવ સમજી રોષ જો જ —૪

વિકથામા સોનાસમ સમય વિતાવિયો,
વિષમ સ્થળોમા વસિયા જે દિનરાત જો,
'અ તર્શિષ્ય' કહે સલીનપણુ છોડયુ નહિ,
અણીના વખતે તેને છે ઉત્પાત જો જ —૫

## પદ ૧૬

( ઢબ ઓધવજી સદેશો કહેજો શ્યામને )

જીવન તેનુ નિષ્ફળ જગમા જાણજો,
સુકૃતના કીધા નહિ જેણે કામ જો,
હાયવોય કરી રઘવાયો રખડ્યો સદા,
જેના ઘટમા નથી ઘડી વિશ્રામ જો જીવન-૧

સંશય મટ્યો ને શાતિ જે સેવે નહી,
તલભર પણ જે કરી શકે નહિ ત્યાગ જો,
ઉત્તમમા ઉત્તમ સાધન નવ ઓળખ્યા,
તે દરિદ્રીઓના અતિ દુર્ભાગ્ય જો જીવન-૨

ક્લેશ હમેશ કરી અતર કાળુ કર્યું,
ઉજ્જ્વળ ન કર્યો એકે આત્મપ્રદેશ જો,
અધારામા મૂર્ખ અહોનિશ આથડ્યો,
પ્રકાશમા ન કર્યો ક્ષણ એક પ્રવેશ જો જીવન-૩

સુખના બી વાવ્યાનાં આપે વાયદા,
દુખના બી વાવે ધરી પ્રેમ સદાય જો,
અનુભવીના માર્ગથી બહુ અળગો રહ્યો,
ભયકારક મારગમા નિત્ય ભરાય જો જીવન-૪

ગેગાગોળી ગોળ ની ગોન્યા કરે,
પુષ્પપરાગે ન ઊપજે તેને પ્રીત જો;
ભલી ભમરા પુષ્પોના ઉપર ભરાય છે,
'સંતશિષ્ય' છે એ અવનીની રીત જો જીવન-૫

## પદ ૧૭.

( ભારતકા ડંકા આલમમેં–એ તરજ )

કબ હોગા પ્રભુ! કબ હોગા, યહ દિવસ હમારા કબ હોગા? ટેક

હમ પતિતોંસે અતિ પ્રેમ કરે, દુશ્મન–જનપર ભી રહમ કરે,
હમ સબ જીવોંસે પ્રેમ કરે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

કબ ઊંચ નીચકા ભેદ મિટે, ધન જન ખોનેકા ખેદ મિટે;
મદ મત્સર મિથ્યા મેદ મિટે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

પ્રાણીકો નિજસમ પેખેંગે, ઔરોંકો માતાસમ દેખેંગે,
લક્ષ્મીકો મિટ્ટી લેખેંગે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

જગ વ્યવહારોંકો છોડેંગે, તૃષ્ણાકે બન્ધન તોડેંગે,
જીવન પ્રભુસંગ હિ જોડેંગે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

સુખ દે–કરકે સુખમેં રહેંગે દુઃખ સહકરકે સેવા દેંગે,
સેવામય જીવન બનાલેંગે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

વિષયોંકો મનસે ત્યાગેંગે, કછુ નાહિ કૃપા બિનુ માગેંગે,
હમ નિશદિન ઘટમેં જાગેંગે, યહ દિવસ હમારા કબ હોગા? કબ

હમ નિજ મસ્તીમેં ઝુમેંગે, પ્રભુપથમેં નિશદિન ઘૂમેંગે
સમરસકા લાભ સદા લેંગે યહ 'સંતશિષ્ય' દિન કબ હોગા? કબ

## પદ ૧૮

(ધન્ય મહંતજી રે શું મહી મૂલ બનાવ્યું)

અંતરમાંરે આત્મજ્ઞાન હજી નાં'વ્યું,
જે બુદ્ધ જનોએ બતાવ્યું ટેક

સંતજનનો સંગ ન કીધો રે,
લક્ષ નિજ ઘર પર નવ દીધો રે,
કદી અમર ન પ્યાલો પીધો રે,
આથડીને રે આયુષ્ય એળે ગુમાવ્યું જે અંતર-૧

ચર્ચા કરી ગગન ગજાવ્યું રે,
બહુ અન્યને બોલી બતાવ્યું રે,
શઠ મનને નવ સમજાવ્યું રે,
અતિ લૂખું રે ભીતર હજી ન ભીંજાયું જે અંતર-૨

ગણિતાદિક શાસ્ત્રોને ગણિયા રે,
વળી ભાષા અનેકને ભણિયા રે,
ચતુરાઈના ચણતર ચણિયા રે,
અજાણ્યું રે ચિત્તમંદિર ન ચણાવ્યું જે અંતર-૩

દુષ્ટ પ્રકૃતિઓ ન દબાવી રે,
હઠ શઠતા જરી ન હઠાવી રે,
આ શરીરને નાખ્યું સુકાવી રે,
વપરાશથી રે ખાલી તનને તપાવ્યું જે અંતર-૪

ખાવાની ચીજ ન ખાધી રે,
સાધવાની દિશા નવ સાધી રે,
આધિ વ્યાધિ અખૂટ ઉપાધિ રે,
ઉપજાવી રે અંતરને સળગાવ્યું જે અંતર-૫

કદી મનનો મરડ ન મૂકયો રે,
નહિ જ્ઞાન ધ્યાનમાં ઝૂકયો રે,
સદા ભ્રષ્ટપણાથી ભૂકયો રે,
ખડ ખાધું રે ભોજન મધુર ન ભાવ્યું જે અંતર-૬

કહે 'સંતશિષ્ય' સુણ કરવા રે,
નિજપરના દુખો હરવા રે,
આ ભવસાગરથી તરવા રે,
દુખ હરવા રે કર જિનવરનું જણાવ્યું જે અંતર-૭

ૐ શાંતિ !